અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ પ્રકાશન

# ગ્રામ આંદોલન શા માટે ?

લેખક

જે. સી. કુમારપ્પા

મૂળ અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરનાર

હિંદુસ્તાન પબ્લિશિંગ કંપની, લિ૦ રાજમહેંદ્રી



વર્ધા

## દ્વિતીય સંસ્કરણ

આ આવૃત્તિમાં કેટલાક સુધારાવધારા ઉપરાંત (૧) વસ્તુવિનિમય અને (૨) જીવન માટેની કેળવણી એમ બે નવા પ્રકરણો ઉમેરવામાં આવ્યા છે.

૨૬ ડિસેમ્બર ૧૯૩૭
મગનવાડી,
વર્ધા, મધ્યપ્રાંત

જે સી કુમારપ્પા

# આમુખ

## પ્રથમ આવૃત્તિ

ભૂખમરાના ઉપાય તરીકેની મૂડીવાદની શક્તિ વિષે આજે દુનિયાભરના વિચારવંત લોકોના મનમાં અસંતોષ વધતો જાય છે, ઉદ્યોગવાદ ટકવાનો મુખ્ય આધાર સસ્તો માલ હંમેશાં મળ્યા કરવાની તથા તૈયાર થયેલો સામાન વેચવાના બજારો મળ્યા કરવાની ખાતરી ઉપર રહે છે એટલે આ પ્રથા જમાવવા માટે કાચા માલ અને બજાર ઉપર કબજો મેળવવો એ પ્રથમ આવશ્યક ચીજ છે, જે હિંસા સિવાય બની શકે એમ નથી સોવિયેટ કમ્યુનિઝમ નફાના ઉદ્દેશને નાબૂદ કરવા મથે છે પણ તેણે ઔદ્યોગીકરણ—ઉદ્યોગનું કેન્દ્રીકરણ સ્વીકાર્યું છે ને તેથી તેમાં પૂંજીવાદના કરતાં જનતાનું ભલું કરવા માટે વધારે પડતા વાલીપણાનો અને એકહથ્થુ સત્તાનો ઉપયોગ કરવો પડે છે વળી કાચો માલ એકઠો કરવાની અને તૈયાર થયેલો સામાન વેચવાની મુશ્કેલીઓ તો તેમાં ઊભી જ રહે છે પૂંજીવાદ અને સામ્યવાદ એ બન્નેનો પાયો વસ્તુઓના આર્થિક મૂલ્યને અનુલક્ષીને રચાયો છે તેઓ બન્ને ભૂલી જાય છે કે 'આર્થિક મનુષ્ય' જેવી કોઈ વસ્તુ છે જ નહિ તેઓ બન્ને મનુષ્યતત્ત્વ અને સભ્યતાને વિસારે પાડે છે

આ ચોપડીમાં, પ્રાચીન પૌર્વાત્ય સંસ્કૃતિ જેના ઉપર રચાતી તે સંસ્કારિતા તથા મનુષ્યની સંપૂર્ણ આવશ્યકતાઓને ખ્યાલમાં રાખીને

સમાજમાં એક આર્થિક વ્યવસ્થા સ્થાપવાના સંજોગોને તપાસવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. માણસ અનેક-મિશ્ર તત્ત્વોનો બનેલો એક પ્રાણી છે. શ્રમવિભાગ અંતિમ હદે પહોંચ્યો હોય એવી સમાજવ્યવસ્થામાં તેનો સંપૂર્ણ વિકાસ થવો સંભવિત નથી. ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજકારણ, સામાજિક તથા આર્થિક પ્રવૃત્તિઓ અને કૌટુંબિક સંબંધો એ બધા તત્ત્વોનો સમન્વય કરવાથી જ એક સંસ્કારી માણસ પેદા થઈ શકે છે. તેનાં જીવનના અંગોને અલગ અલગ ખાનામાં વહેંચી નાખી દરેકનો અલગ અલગ ભૂમિકાએ વિકાસ કરી શકાય એમ નથી.

આ પુસ્તકના વિષયની ક્રિયાત્મક બાજુ અખિલ ભારત ચરખા સંઘ તથા અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘના કાર્યક્રમોમાં જોઈ શકાય એમ છે. આ બન્ને સંઘોના આદર્શોને અમુક હદે સ્પષ્ટ કરી શકશે તો આ પુસ્તક સાર્થક ગણાશે.

મગનવાડી
વર્ધા, ૨૧-૧૨-'૩૫

જે. સી. કુમારપ્પા

# વિષયાનુક્રમ

## ભાગ પહેલો

## ઐતિહાસિક ભૂમિકા

૧



૨



૩

# ભાગ બીજો

## આધુનિક પરિસ્થિતિ

### ૪

**કુદરતી ક્રમ**

કુદરતમાં જરૂરિયાત અને ઉત્પાદન. કૃષિ સંસ્કૃતિમાં કુદરતને કરવામાં આવતી મદદ. સ્વાભાવિક ઉત્પાદન. બજારો. 'વરુ ટોળાં' પદ્ધતિમાં ઉત્પાદનનું પ્રેરકતત્વ. દીર્ઘદૃષ્ટિની આવશ્યકતા. રાજ્યતંત્રનાં કર્તવ્ય. આવશ્યકતાઓ પૂરી પાડવા ઉત્પાદન. પૈસો. આર્થિક આડખીલીઓ. વ્યક્તિત્વ પ્રગટ કરવા માટે કામ વેતર અને જીવનનું ધોરણ.

### ૫

**સ્ત્રીઓનું સ્થાન**

પુરુષ અને સ્ત્રીમાં ભેદ આર્થિક પ્રવૃત્તિઓમાં બન્નેનાં ભિન્ન સ્થાન સ્ત્રીઓ માંગ પેદા કરનાર તરીકે. 'વરુ ટોળાં' અને 'ઘેટાં ટોળાં' પદ્ધતિઓમાં સ્ત્રીઓનું સ્થાન. વિવેકી ગ્રાહક તરીકે.

### ૬

**આંતરરાષ્ટ્રીય કલહ**

પ્રાથમિક દશામાં 'વરુ ટોળાં' પદ્ધતિમાં યુદ્ધનાં કારણો કાચા માલના પ્રદેશો. બજારો. શ્રમવિભાગ. લશ્કરી સામાન. માંગ સિવાય ઉત્પાદન. કૃત્રિમ બજારો અને હિંસાની આવશ્યકતા. પછાત રાષ્ટ્રોને સભ્ય બનાવવાં. સભ્યતાની પડતીનાં કારણો. ઉત્પાદન સિવાય ઉપભોગ. સાર.

# ભાગ ત્રીજો

## ઉપાય

### ૭

**ઔદ્યોગીકરણ**

કૃષિ અને ઉદ્યોગોનો સમન્વય. શ્રમવિભાગ. માનવતત્વ. બેકારી. ધન-વિભાજનના સાધન તરીકે ઉત્પાદન. ઉત્પાદનનું હિત. કામ—શિક્ષણ તરીકે. આયોજિત ઉત્પાદન. ફુરસદનો સમય. પૂંજી અને એકહથ્થુ સત્તા. બજારો.

### ૮

**કામનો ધર્મ**

કામ એ જ ધર્મનો આચાર. ત્રણ જાતની પ્રવૃત્તિ—(૧) કોઈના હુકમને અનુસરીને થતી ને વેતરા તથા ગુલામીમાં પરિણમતી, (૨) કામને ખાતર થતું કામ અને (૩) પોતાના નિશ્ચિત ઉદ્દેશને અનુસરીને.

૯

## વસ્તુવિનિમય

શ્રમવિભાગ અને વિનિમયની આવશ્યકતા. વિનિમય સાધ્ય તરીકે. ઉત્પાદન અને માગ વચ્ચે મેળનો અભાવ રોકડ અંકુશિત કરતી પૈસાશાસ્ત્ર. અને શાહુકારી સાચા મૂલ્યો પૈસો અને શુદ્ધ વસ્તુ વિનિમયનું સ્થાન.

૧૦

## જીવન માટેની કેળવણી

કેળવણીનો અર્થ, સામ્રાજ્યવાદી કેળવણી પ્રાચ્ય અને પાશ્ચાત્ય શિક્ષણ પદ્ધતિઓ. શિક્ષણ સુધારાનો ઇતિહાસ જીવનના પ્રેરણ જીવનના પાસા, નાગ્રુ વિષયક સ્થિતિ રોજગાર પદ્ધતિથી ને વ્યક્તિત્વના વિકાસમાં પરિણમતી પ્રવૃત્તિ. કામ અને સભ્યતા. ફુરસદનો સમય શોધખોળો. ધનવિભાજનના સાધન તરીકે કામ. કામ કરનારનો વિકાસ સાધવાનો કામનો ઉદ્દેશ

૧૧

## ઔદ્યોગિક કાર્યક્રમ

કૃષિ. કૃષિ પરનો બોજો. સહાયક અને ગૃહઉદ્યોગોથી જમીન પરનો બોજો ઓછો કરવો. અખિલ ભારત ચરખા સંઘ અને અખિલ ભારત ગ્રામ-ઉદ્યોગ સંઘ. ગામડાની જરૂરિયાતો પૂરી પાડવા સ્થાનિક ઉત્પાદન કરવું. કેટલાક ઉદ્યોગોની ભ્રામણ પરદેશી કાચો માલ. મોજશોખની વસ્તુઓ. સ્ત્રીઓનો ફાળો

૧૨

## કારખાનાં કે ગૃહઉદ્યોગ

આર્થિક સંગઠનનો ઉદ્દેશ. કારખાનાં ઊભાં થવા માટે અનુકૂળ પરિસ્થિતિ. તેના અનિષ્ટો ગૃહઉદ્યોગને અનુકૂળ પરિસ્થિતિ. તેના ફાયદા. શિક્ષણ વિષયક મૂલ્ય.

૧૩

## આંતરરાષ્ટ્રીય શાંતિ

અકેન્દ્રિત ઉત્પાદન માંગ પ્રમાણે ઉત્પાદન. સ્થાનિક અનાજ અને કાચો માલ. બહારના આર્થિક સંગઠનોથી સરકાર તરફનું સંરક્ષણ. હિંસાના દૂર કરવાથી શાંતિ.

## વિકાસક્રમ

### પશુસમાજ

સૌથી પ્રાથમિક ભૂમિકામાં માણસ તથા બીજાં પ્રાણીઓને આર્થિક વ્યવસાય કરવા માટેની પ્રેરણા આપનારં તેમની પ્રાથમિક આવશ્યકતાઓ હોય છે, જેવી કે :

૧. ભૂખ.
૨. શરદી ગરમી જેવી પ્રાકૃતિક મુસીબતોથી બચવું.
૩. બહારના હુમલાથી બચવું.

આર્થિક વ્યવસાયનું સૌથી સરલ સ્વરૂપ કુદરતી વસ્તુઓને એકઠી કરવી એ છે. વાંદરાને ભૂખ લાગતાં તે ઝાડનું પાન કે ફૂલ તોડીને ખાવા માંડે છે. આ એક પ્રકારની લૂંટ જ કહેવાય. કેમકે પાન કે ફૂલને પેદા કરવામાં વાંદરાને કશો શ્રમ નથી પડ્યો. આ ભૂમિકા એવી છે કે જો આવશ્યક ચીજો મેળવવામાં કોઈ જાતની રોકાવટ આવી કે સંઘર્ષ અને હિંસા થવાનાં જ. દાખલા તરીકે, એક હાડકું ખાતા કૂતરાને કોઈ અટકાવે તો તરત હિંસા થઈ જ સમજવી.

આ ભૂમિકાએ પ્રાણી બહુ સ્વાભિમુખી અને સ્વાર્થી હોય છે. પ્રાણીઓનો એકાદ વર્ગ જો ટોળું બનાવીને રહે છે તો તે વરુઓની માફક શિકાર કરવા માટે જ એકઠાં થાય છે અને પોતાના ટોળાનું જ હિત વિચારે છે. આવાં પ્રાણીઓ સામાન્ય રીતે માનભૂખી જ હોય છે.

કુદરતી મુસીબતોથી બચવા માટે ગુફાઓ જેવી કુદરતી સગવડોનો ફાયદો ઉઠાવવામાં આવે છે અથવા તો પક્ષી, અને મધમાખો જેમ માળો કે મધપૂડા બનાવે છે તેમ વ્યક્તિગત પ્રયત્ન કરીને એવી સગવડ તૈયાર કરી લેવામાં આવે છે. આ વસ્તુમાં લૂંટનો અંશ બહુ ઓછો હોય છે, કેમકે તેને પેદા કરવામાં પ્રયત્નની જરૂર પડે છે.

બહારનાં હુમલાથી બચવા સારુ ઘેટાં, ઢોર, હાથી જેવાં પ્રાણીઓ ટોળાં બનાવીને રહે છે. ટોળાં બાંધીને રહેનાર પ્રાણીઓમાં પરસ્પરાવલંબનની એક પ્રબળ ભાવના પેદા થયેલી હોય છે અને એવાં પ્રાણીઓ વરુઓની માફક હુમલાખોર અને ઘાતકી ન રહેતાં સહનશીલ અને શાંતિપ્રિય હોય છે. આ બન્ને જાતનાં પ્રાણીઓને ઓળખાવવાં હોય તો વરુઓની માફક હુમલો કરવા ભેગાં થતાં પ્રાણીઓને આપણે 'વરુ પ્રાણીઓ' અને ઘેટાં માફક રક્ષા કરવા ભેગાં થતાં પ્રાણીઓને 'ઘેટાં પ્રાણીઓ' કહી શકીએ.

**માનવસમાજ**

માનવ ઇતિહાસનું વિશ્લેષણ કરવામાં આવે તો જણાશે કે ઉપરની બન્ને પ્રણાલીઓ માણસના વિકાસક્રમની જુદી જુદી ભૂમિકાએ કરવામાં આવેલી તેની આર્થિક પ્રવૃત્તિઓમાં પ્રતિબિંબિત થયેલી હોય છે. આરંભિક કાળનો જંગલી મનુષ્ય ખાવા માટે કંદ, મૂળ, ફળ ઇ. એકઠાં કરતો, પહેરવા માટે ઝાડનાં પાન કે છાલ વગેરે કુદરતી વસ્તુઓ વાપરતો તથા રક્ષણ માટે ગુફાઓ કે એવી બીજી સુરક્ષિત જગ્યાઓનો આશરો લેતો. તેમના પછી શિકારીઓ અને માછીઓનો જમાનો આવ્યો. જેઓએ પોતાના ઉપયોગ માટે બીજાં પ્રાણીઓને પકડવાનાં કે મારવાનાં હથિયારો ઉપજાવ્યાં. તેમના પછીના ભરવાડોએ જાનવરોને પકડીને પાળ્યાં અને તેમનામાંથી પેદા થતી વસ્તુઓનો ઉપયોગ કરવા માંડ્યો. ખોરાક અને ઢોરચારા માટે તેમને રખડુ જીવન ગાળવું પડતું. એ પછી ઘણે લાંબે ગાળે જ્યારે તે સંસ્કૃતિની કૃષિ ભૂમિકાએ પહોંચ્યો ત્યારે માણસ પરિસ્થિતિ પર કાબૂ મેળવી, તેને પોતાને અનુકૂળ કરીને જાતમહેનતથી કંઈક પેદા કરતો થયો.

સંસ્કૃતિ આગળ વધતાં વધારે શ્રમવિભાગની આવશ્યકતા જણાઈ, અને ઉદ્યોગમાં દરેક દેશના લોકોની બુદ્ધિમત્તાને અનુકૂળ એવાં ભિન્ન ભિન્ન સ્વરૂપો પ્રચલિત થયાં.

સભ્ય માણસે ઔદ્યોગીકરણમાં જે આર્થિક સંસ્થાઓને ખીલવી તે સંસ્થાઓમાં, તેઓ વિકાસક્રમની જે ભૂમિકામાંથી ઊભી થઈ તે ભૂમિકાનાં ચિહ્ન નજરે પડે છે. સામાન્ય રીતે, રક્ષણ માટે ટોળે મળતાં શાકાહારી 'ઘેટાં' પ્રાણીઓ' કે ખોરાકની શોધમાં હુમલો કરવા ટોળે મળતાં ફાડી ખાનારાં-'વરુ પ્રાણીઓ' સિવાયનાં બીજાં પ્રાણીઓની પ્રવૃત્તિઓ વૈયક્તિક હોય છે. શિકારી અને ભરવાડ તત્ત્વતઃ 'વરુ પ્રાણી'ની જાતના છે છતાં તેમની પ્રવૃત્તિઓ વૈયક્તિક રીતે લૂંટફાટ કરવાની હોય છે. તેઓ બીજા પ્રાણીઓના અધિકાર અને સગવડને ગણકારતા નથી.

## સંસ્કૃતિની કસોટી

આપણે યાદ રાખવું જોઈએ કે સાચી સંસ્કૃતિ સંપત્તિના આધિપત્ય, રીતભાત કે જીવનની ઢબમાં રહેલી નથી; પરંતુ બીજાઓના ભલા માટેની આપણી લાગણીમાં રહેલી છે. લૂંટફાટ, જે ખરેખર જંગલીપણાનું જ નામ છે, તેમાં કોઈ જાતની સંસ્કૃતિ હોઈ શકે નહિ, કેમકે સાચી સભ્યતા અધિકાર કરતાં કર્તવ્ય પર વધારે જોર દે છે. બીજાઓની લાગણીઓને માન આપવું તથા તેમના તરફની જવાબદારી સમજવી એ જ ગમાર અને સજ્જન વચ્ચેનો ભેદ છે.

સંસ્કૃતિની કૃષિ ભૂમિકા પર દૃષ્ટિપાત કરતાં જણાય છે કે બીજાઓના અધિકાર માટે માનની લાગણી અને પોતાના ઉપભોગક્ષેત્રની મર્યાદા એ બન્નેનો વિકાસ થયેલો હોય છે ને તેમાંથી જ સીમાઓ બંધાય છે. આને પરિણામે પોતાનાં કાર્યો તથા બીજાઓ ઉપર થતી તેમની અસર વિષે પોતાની જવાબદારીનું ભાન આવે છે. સંસ્કૃતિની આ ભૂમિકાની આર્થિક સંસ્થાઓ તે પહેલાંની માફક વૈયક્તિક ન રહેતાં લગભગ 'ઘેટાં ટોળા'ની માફક સામાજિક બની જાય છે માણસની પ્રવૃત્તિઓ ઉપર વ્યવહારના નિયમોનો તથા સંગઠિત શાસનતંત્રનો કાબૂ રહે છે. એક ભૂમિકામાંથી બીજી ભૂમિકા પર પહોંચતાં હજારો વર્ષ લાગે છે, કેમકે જૂની ભૂમિકાની ખાસિયતો મિટાવી કે બદલીને નવી ભૂમિકાની ખાસિયતો જમાવતાં એટલો વખત જવો જ જોઈએ. બે ભૂમિકાઓ વચ્ચેનો ગાળો પૂરતો ન હોય અને મનુષ્યસ્વભાવનો વિકાસ ન થયો હોય તો સમાજવ્યવસ્થા બગડવાની.

## દરેકની સંગઠનની ખાસિયતો

સામાન્ય રીતે માનવ આર્થિક સંસ્થાઓને આપણે બે પ્રકારે વહેંચી શકીએ, વૈયક્તિક અને સામાજિક. અથવા, તેમની જાતના જાનવરો જેમાંથી

તેમની ઉત્પત્તિ થઈ તે જાનવરો ઉપરથી ઓળખાવવી હોય તો તેમને 'વરુ સંસ્થાઓ' અને 'ઘેટાં સંસ્થાઓ' કહી શકાય. 'વરુ સંસ્થાઓ'ની ખાસિયતો નીચે પ્રમાણે છે.

૧. થોડા માણસો કે નાના સમૂહોના હાથમાં વ્યક્તિગત રીતે એકહથ્થુ સત્તા અને કાબૂ રહે છે.
૨. શિસ્તપાલન- બહુ કડક રહે છે.
૩. સંસ્થાની સફળતામાં ફાળો આપનાર કાર્યકર્તાઓના હિત વિષે બેપરવાઈ બતાવવામાં આવે છે.
૪. કાર્યકર્તાના વ્યક્તિત્વને મારી નાખવામાં આવે છે તથા પ્રતિસ્પર્ધાના રૂપમાં અસહિષ્ણુતા વધે છે.
૫. નફો મેળવવાની ઇચ્છા એ જ બધી પ્રવૃત્તિઓનું પ્રેરક તત્ત્વ હોય છે.
૬. નફાની વહેંચણી બહુ જ મર્યાદિત વ્યક્તિઓ વચ્ચે કરવામાં આવે છે.
૭. સમાજહિત સાથે સંબંધ ન રાખતાં શક્ય તેટલો ધનસંગ્રહ કરવા તરફ પ્રવૃત્તિ રહે છે, એટલે કે સામાજિક લૂંટ કરવામાં આવે છે.

વળી, એકહથ્થુ સત્તા તથા નફાની મર્યાદિત ક્ષેત્રમાં થતી વહેંચણીને લઈને આવી પ્રવૃત્તિઓ શહેરો જેવાં અમુક મર્યાદિત ભૌગોલિક ક્ષેત્રોમાં જ સ્થિર થવા પામે છે.

'ઘેટાં સંસ્થાઓ'ની ખાસિયતો આથી ઊલટી જણાય છે, તેમાં :

૧. સમાજનો કાબૂ હોય છે તથા સત્તાને અકેન્દ્રિત કરી વહેંચી નાખવામાં આવે છે. એમાં શાસન વ્યક્તિગત રહેતું નથી.
૨. વ્યવહારના નિયમો તથા સામાજિક શાસનતંત્ર દ્વારા પ્રવૃત્તિઓને ઇષ્ટ માર્ગે જ ચલાવવામાં આવે છે.
૩. દુર્બળ અને નિરાધાર લોકોને સંરક્ષણ આપવાના પ્રયાસો કરવામાં આવે છે.
૪. વ્યક્તિના વિકાસ માટે ઉત્તેજન આપવામાં આવે છે, કેમકે તેમાં અપાર સહિષ્ણુતા બતાવવામાં આવે છે.
૫. નિશ્ચિત આદર્શો તથા સામાજિક આંદોલનો એ જ પ્રવૃત્તિઓનું પ્રેરક તત્ત્વ હોય છે.

* વ્યક્તિઓની આવશ્યકતાનુસાર નફાની વિશાળમાં વિશાળ ક્ષેત્રમાં વહેંચણી કરવામાં આવે છે.
* સમાજહિતને અનુલક્ષીને આવશ્યક ચીજો જ પૂરી પાડવાનો ઉદ્દેશ રહે છે.

એકહથ્થુ સત્તા નહિ રહેતી હોવાથી તથા અકેન્દ્રિત ઉત્પાદન થતું હોવાથી આ સંગઠનની આર્થિક પ્રવૃત્તિઓ ગામડાં જેવાં વિશાળ ભૌગોલિક ક્ષેત્રોમાં વિસ્તાર પામેલી હોય છે.

આ મુદ્દાઓની દૃષ્ટિએ, આ પછીનાં બે પ્રકરણોમાં માણસજાતે ખીલવેલી આર્થિક સંસ્થાઓનાં કેટલાંક સ્વરૂપો આપણે તપાસીશું.

૨

## પશ્ચિમનું આર્થિક સંગઠન

સમયની દૃષ્ટિએ, જો કે પશ્ચિમની સંસ્થાઓનો વિકાસ આપણી સંસ્થાઓ કરતાં ઘણો મોડો થયો છે છતાં પ્રથમ આપણે એ સંસ્થાઓના ગુણદોષ તપાસીશું કેમકે આ પુસ્તકનો મુખ્ય હેતુ આપણા દેશમાં ભવિષ્ય માટેની આર્થિક સંસ્થાઓના યોગ્ય વિકાસનો પાયો નાખવામાં મદદ કરવાનો છે.

### ભિન્ન ભિન્ન સંગઠન

પશ્ચિમના લોકો કૃષિ સભ્યતાએ પહોંચ્યા કે તરત જ ઉદ્યોગવાદે તેમને ઘેરી લીધા અને કૃષિ સભ્યતામાં તેઓ ઝાઝો વખત સ્થિર થઈ શક્યા નહિ તેથી તેમની આર્થિક સંસ્થાઓમાં શિકારી અને ભરવાડની ભૂમિકાનાં ઘણા અંશો જોવામાં આવે છે. એટલે કે ગયા પ્રકરણમાં વર્ણવેલી 'વરુ ટોળાંઓ'ની ઘણી ખાસિયતો તેમની ઔદ્યોગિક સંસ્થાઓમાં જોવામાં આવે છે. કેન્દ્રસ્થ નિયંત્રણકર્તા અધિકારીઓના પ્રકાર પ્રમાણે આપણે તેમને પાંચ વિભાગમાં વહેંચી નાખીશું, અને તેમ કરવામાં સામાન્ય જનતા, જે પશ્ચિમ કે પૂર્વ બન્ને ઠેકાણે એક જ જાતની હોય છે, તેને ગણતરીમાં નહિ લઈએ.

અધિકાર શક્તિવાળા વર્ગની પ્રતિનિધિ ઉમરાવોની સંસ્થા છે. એ ઉમરાવ પોતાના લશ્કરી તાલીમ પામેલા કાફલા સાથે ગામડાંઓ ઉપર ઊતરી પડતો અને ઉત્પન્નનો અમુક ભાગ લોકો પાસેથી ઝૂંટવી લેતો. એ

લૂંટનો બદલામાં બહારના મુલકોથી મળતાં ગંજાવર રક્ષણ સિવાય બીજો કશો ફાયદો લોકોને મળતો નહિ. ઉમરાવને તેની આ સેવાના બદલામાં અપાતી રકમ એ ખંડણી ગણાતી, અને તેનો ઉપયોગ માત્ર ઉમરાવને પોતાને માટે જ થતો. તેને ખંડણી આપના લોકોના હિતનો તે કદી વિચાર કરતો નહિ. પોતાની મોસ્કોની કૂચમાં નેપોલિયને કેટલાય સૈનિકોને રસ્તામાં મૂએલા પડતા મૂક્યા તેની તેણે થોડી પરવા કરી હતી ?

અઢારમા સૈકાના અંતમાં યંત્રોની નવીન શોધખોળો તથા સૈકાઓથી એકઠી થયેલી પૂંજીનો વ્યાપાર દ્વારા ફાયદો ઉઠાવનાર આર્થિક શક્તિવાળો વર્ગ અસ્તિત્વમાં આવતો જણાય છે. એ સમયે મધ્ય પશ્ચિમ યુરોપમાં ધર્મને નામે જુલમ થવાથી ત્યાંના મૌલિક બુદ્ધિવાળા લોકો ઇંગ્લંડમાં જઈને વસ્યા. તે સમયે ઇંગ્લંડ બહુ ગરીબ દેશ હતો અને તેની પાસે બહારથી આવેલા બુદ્ધિશાળી લોકોનો પૂરતો લાભ ઉઠાવી શકાય એટલી પૂંજી એકઠી નહોતી થઈ. બ્રિટિશ સામ્રાજ્ય ઘડનારાઓએ સોનાનો પ્રવાહ ગંગામાંથી થેમ્સ તરફ વાળીને એ ખોટ પૂરી પાડી. આર્થિક શક્તિવાળા વર્ગની ચડતી થતી જોઈને અધિકાર શક્તિવાળા ઉમરાવોએ તેની સાથે ભળી જવાનું પસંદ કર્યું. આ જાતના અધિકાર શક્તિ તથા આર્થિક શક્તિના જોડાણથી આધુનિક સમયનો સામ્રાજ્યવાદ ઊભો થયો. આમાં, પણ સંઘમાં કામ કરવાની તાલીમની જરૂર પડે છે. એમાં સંસ્થાને જે ફાયદો મળે છે તેને ખંડણી ન કહેતાં વ્યાજ કહેવામાં આવે છે. તેના ઉપર એકહથ્થુ સત્તા રહે છે અને તેની સફળતાનો આધાર તેના સંચાલકો ઉપર રહે છે. ગ્રેટબ્રિટનમાં સંઘમાં કામ કરવાની પદ્ધતિ તરફ જે પૂજ્યભાવ બતાવવામાં આવે છે તે બતાવે છે કે ત્યાં સંઘ તાલીમનું મહત્ત્વ સ્વીકારવામાં આવે છે. ક્રિકેટ, ફૂટબોલ, હોકી, હોડીની રમત વગેરે સંઘમાં રમવાની રમતો એ રાષ્ટ્રીય રમતો થઈ પડી છે અને એમાં જેઓ પ્રવીણ નીવડે તેઓ રાષ્ટ્રવીર તરીકે ઓળખાય છે તથા સામ્રાજ્ય ચલાવવાને યોગ્ય ગણાય છે. આ પદ્ધતિમાં પણ પ્રેરક તત્ત્વ તો પૂંજી રોકનારને મળતું વ્યાજ જ રહે છે. એમાં ઉત્પન્ન કરનારનું હિત જોવામાં આવતું નહિ. કોંગોના ઘવાયેલા વતનીઓ પાસેથી બળજબરીથી કરાવેલી મહેનતનો ફાયદો ઉઠાવી શકાતો હતો ત્યાં સુધી બેલ્જિયમના રાજા લીઓપોલ્ડને તેમના શરીરસ્વાસ્થ્ય વિષે શી દરકાર હતી ?

અમેરિકા એ મશીન સંસ્કૃતિનું સરસ ઉદાહરણ છે. ત્યાં કુદરતી શક્તિઓ આગળ માણસ દેખાતો જતો, ત્યાંના વિશાળ મેદાનો, જબર-

દસ્ત નદીઓ અને દુર્ગમ જંગલો ઉપર કાબૂ મેળવી તેમનો ઉપયોગ કરવા માટે માણસને મોટાં મોટાં યંત્રો ઊભાં કરવા પડ્યાં. ત્યાંની કુદરતી પરિસ્થિતિમાંથી જ મજૂરી બચાવનાર યંત્રોનો વિસ્તાર થયો; સ્વાભાવિક રીતે જ, જે રીતે એ બધું ત્યાં ઊભું થવા પામ્યું તેને અનુસરીને બધો કાબૂ એકહથ્થુ હતો અને તેમાં ઉત્પાદકોના હિતનો વિચાર કરવામાં આવતો નહોતો. કારખાનામાં કામ કરતા મજૂરોના શરીરોના ભલેને ટુકડેટુકડા થઈ જાય છતાં પોતાના એક મજૂરનું જીવન બચાવવા માટે શિકાગોનાં માંસના કારખાનાં થોડાં બંધ રહેવાનાં હતાં !

આ વર્ગમાં તાલીમનો ઉપયોગ વસ્તુઓ જલદી અને બધી એક સરખી ઉત્પન્ન કરવામાં થયો. આ વર્ગની સંસ્થામાં પણ 'વરુ ટોળા'ની બધી ખાસિયતો જોવામાં આવે છે. એમાં યંત્રના ઉપયોગથી જે નફો મળે તે બધો યંત્રના માલિકને મળે છે.

અનુકૂળ સંજોગો મળતાં, અત્યાર સુધી લૂંટાયેલા શ્રમજીવીઓ ખાઈબદેલા ઉમરાવો, ધનપતિઓ અને યંત્રપતિઓની સામે થયા અને ફાવી ગયા, જેને પરિણામે આજે આપણે 'વરુ ટોળા' ની જાતનું કમ્યુનિઝમ નિર્માયેલું જોઈએ છીએ. આમાં પણ એ જાતની બીજી સંસ્થાઓની ઘણીખરી વિશેષતાઓ જોઈ શકાય છે, જેવી કે એકહથ્થુ સત્તા અને કાબૂ, સખત શિસ્ત તથા ઉત્પાદન અને વહેંચણી કરવામાં મનુષ્યનો વ્યક્તિત્વ-નાશ. નફાનો ખ્યાલ ન રાખતાં, જનતાનું હિત ધરાવનાર આ સંસ્થાના સંચાલકો દ્વારા લોકોનું ગમે તેટલું ભલું થયું હોય છતાં આ સંસ્થા પણ એક વર્ગની—પછી ભલે તે મજૂરોની હોય—સંસ્થા થઈને રહે છે અને તેમાં સત્તાધીશ વર્ગને ખાસ અધિકારો આપવામાં આવે છે.

હમણાં હમણાં આપણે, મૂડીવાદના યોગે રચાયેલી ફેસિઝમ અને નાઝિઝમ જેવી મધ્યમ વર્ગની સંસ્થાઓને અધિકાર જમાવવા માટે પ્રયાસ કરતી જોઈએ છીએ.

## સામાન્ય લક્ષણો

આ બધી સંસ્થાઓ શહેરોમાં ફૂલે ફાલે છે. તેમાં ઉત્પાદનનું કામ કરનાર લોકોની વખત જતાં અધોગતિ થાય છે કેમકે તેમને પોતાની સૂઝબુદ્ધિનો ઉપયોગ કરવા દેવામાં ન આવતાં માત્ર ઉપરના હુકમો જ ઉઠાવવાના હોય છે.

હજી એક બે જમાના પૂરા નથી થયા એટલામાં તો અમેરિકા જેવા સૌથી વધારે સુસંગઠિત પૂંજીવાદી દેશમાં ઉત્પાદનની તેની ખાસ પદ્ધતિમાં પડતા બોજાને કારણે પેદા થતા માનસિક વ્યાધિઓ ભય ઉપજાવવા લાગ્યા છે. ન્યૂયોર્ક સ્ટેટમાં દર ૨૨ માણસે એક માણસ દવાખાનામાં રહે છે. ત્યાં ૮૧,૦૦૬ માણસો માનસિક ખામીવાળાં અને ૪૦,૦૦૦ ગાંડા માણસો દવાખાનાં સેવે છે. લગભગ ૪,૦૦,૦૦૦ બાળકો અધમ મનુષ્ય જેવાં છે જેઓ શાળાનો સામાન્ય અભ્યાસક્રમ સમજી શકતાં નથી. આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં જેટલા ક્ષયરોગીઓ છે તેના આઠગણા માનસિક રોગીઓ છે. એમ કહેવાય છે કે ક્ષય, કેન્સર, હૃદયનો રોગ, મૂત્રપિંડનાં દર્દ, ટાઇફોઇડ, પ્લેગ, કોલેરા એ બધા રોગો કરતાં આઠગણા માનસિક રોગના દર્દીઓ અમેરિકામાં છે. જે આર્થિક વ્યવસ્થાનું આ પરિણામ આવે તે ટકી શકે જ નહિ, કેમકે એવી વ્યવસ્થાને પરિણામે સમાજના આગેવાનો પેદા થવા જ અશક્ય છે. વળી, આજની બધી પૂંજીવાદી પદ્ધતિઓ પોતાના કાર્યકર્તાઓની અધોગતિ કરતી હોવાથી તેઓ પોતાના નાશનાં બીજ સાથે લઈને જ જન્મે છે. ને તેથી વખત જતાં ભૂંસાઈ જવાની છે. એટલે, આપણા દેશમાં નવી આર્થિક વ્યવસ્થા સ્થાપવાનો પ્રયોગ કરીએ ત્યારે જે પદ્ધતિને પરિણામે માનસિક દુર્બળો પેદા થતા હોય તેવી પદ્ધતિ આપણે સ્વીકારી શકીએ નહિ.

આ જાતના માનસિક બોજાને લઈને જ ઔદ્યોગિક દેશોમાં નવરાશનો સમય મેળવવા માટે આટલી ઊહાપોહ કરવામાં આવે છે. એ પદ્ધતિમાં નવરાશનો સમય આવશ્યક પણ છે કેમકે એ વ્યવસ્થા જ અકુદરતી છે. એથી ઊલટું કુદરતી રીતે થતા કામમાં જે થાક લાગે તે ઊંઘ અને આરામથી ઊતરી જ જાય છે.

આ બધી પદ્ધતિઓનું કામ સરળ બનાવવા માટે જનતામાં એવી ભાવનાનો પ્રચાર કરવામાં આવે છે કે આવશ્યકતાઓ વધારવામાં જ સુખ સમાયેલું છે. આ પદ્ધતિઓને ચલાવવા માટે હિંસાનું પીઠબળ વાપરવું પડે છે.

**સાર**

'વરુ ટોળાં' સંસ્થાઓમાં અનિષ્ટ તત્ત્વો છે તેની સાથે કેટલાંક ઇષ્ટ તત્ત્વો પણ છે. આ જાતની પૂંજીવાદી સંસ્થાઓમાં આપણે પહેલા

ત્રણ વર્ગો—અધિકાર શક્તિવાળો, આર્થિક શક્તિવાળો અને યંત્રશક્તિવાળો વર્ગ—નો સમાવેશ કરીશું.

પૂંજીવાદમાં નફાનો ઉદ્દેશ નિરંકુશ રીતે કામ કરે છે અને તેમાં વ્યક્તિઓ સમાજને નુકસાન પહોંચે તેની પરવા કર્યા વિના દરેક પરિસ્થિતિમાંથી પોતાને માટે વધારેમાં વધારે ફાયદો ઉઠાવી લેવા મથે છે. આ પદ્ધતિનું એક ઇષ્ટ તત્ત્વ એ છે કે તેમાં દરેક વ્યક્તિને પોતાની બુદ્ધિ અને શક્તિ વાપરવાની તક મળે છે. પૂંજીવાદના અનિષ્ટને દૂર કરવા જતાં કમ્યુનિષ્ટો છેક છેલ્લે પાટલે બેઠા, અને નફાના ઉદ્દેશને તદ્દન ઉડાવી જ દીધો. એમની પદ્ધતિમાં થોડી આદર્શવાદી વ્યક્તિઓ આખા રાષ્ટ્રની કાર્યદિશા નક્કી કરે છે. એમ કરવામાં વ્યક્તિઓનાં વ્યક્તિત્વ અને સૂઝબુદ્ધિને મારી નાખવામાં આવે છે. પૂંજીવાદની સ્વાર્થબુદ્ધિ એ ખરાબ વસ્તુ છે પણ માણસના વ્યક્તિત્વને કચરી નાખી તેને વિચાર ન કરી શકે એવો મૂઢ યંત્રવત્ બનાવી દેવો એ પણ ભૂલભરેલું છે. બન્ને અતિઓ છોડવી જોઈએ, કેમકે એકમાં સ્વાર્થબુદ્ધિનું પ્રભુત્વ છે જ્યારે બીજામાં વ્યક્તિત્વનો જ નાશ છે. એક પદ્ધતિ નિરંકુશ લોભ ઉપર રચાયેલી છે અને બીજી વર્ગદ્રોહ ઉપર.

આપણે માનીએ છીએ કે પૂંજીવાદ તથા કમ્યુનિઝમ એ બન્ને પદ્ધતિઓમાં મનુષ્યના મનુષ્યપણ તરફ જોઈએ તેટલું ધ્યાન આપવામાં નથી આવતું. દરેક માણસને કંઈ ખાસ વ્યક્તિત્વ હોય છે, જેનો યોગ્ય વિકાસ થવા દેવામાં આવે તો સમાજને અવશ્ય લાભ પહોંચે છે. સામાન્ય જનતાને પૂંજીવાદમાં જે દારુગોળા તરીકે અને કમ્યુનિઝમમાં યંત્રના એક હિસ્સા તરીકે લેખવામાં આવે છે તેમ કરવાનો આપણને કશો અધિકાર નથી. કેન્દ્રીકરણ કે ખાનગી મિલકતનો આપણે નિતાંત છેદ ન ઉડાવવો જોઈએ. તેમજ નફાના ઉદ્દેશને પણ નિતાંત રદ બાતલ ન કરવો જોઈએ અથવા તો નિતાંત અકેન્દ્રીકરણની ભલામણ પણ ન કરવી જોઇએ. આપણે તો પૂંજીવાદ અને કમ્યુનિઝમનો સમન્વય સાધવો જોઈએ. બન્ને પદ્ધતિઓ મનુષ્યનો સંપૂર્ણ વિકાસ સાધવામાં નિષ્ફળ નીવડી છે અને બંનેનું પરિણામ-હિંસા છે. પૂંજીવાદને બજારો ખોળવા માટે હિંસા કરવી પડે છે. અને કમ્યુનિઝમને પરદેશીઓને દાખલ ન થવા દેતાં પોતાની યોજનાનો અમલ કરવા માટે હિંસા કરવી પડે છે. એટલે જ આપણે બન્ને પદ્ધતિઓને હળવી કરવી રહી. નફાના ઉદ્દેશને બિલકુલ ભૂંસી ન નાખતાં

ધનસંગ્રહ કરવાની માણસની શક્તિ ઉપર આપણે અંકુશ મૂકવો પડશે. મનુષ્યસ્વભાવ જોતાં લાગે છે કે વ્યક્તિના વિકાસ વિના સમાજની પ્રગતિ અશક્ય છે અને અમુક સ્વાર્થ વિના વ્યક્તિનો વિકાસ થવો મુશ્કેલ છે. દરરોજના આપણા જીવનમાં આ વસ્તુની આપણને પ્રતીતિ થાય છે. સરકારી નોકરીની જેમ માણસ જ્યારે નિશ્ચિત પગારથી કામ કરે છે ત્યારે સામાન્ય રીતે તે નિષ્કામ જ કરી શકે છે, જ્યારે નવીન શોધખોળો તો અદ્‌ભુત વ્યક્તિઓ પોતાની આંતરિક પ્રેરણાને મૂર્ત સ્વરૂપ આપવા જે પ્રયાસો કરે છે તેના ફલસ્વરૂપ જ થાય છે. અકેન્દ્રીત ઉત્પાદનથી ઉત્પન્નકર્તાને પોતાની મહેનતનો બદલો મળવાની ખાતરી રહે છે. આમ સામુહિક ઉત્પાદનમાં ગેરલાભો રહેલા છે અને અકેન્દ્રિત ઉત્પાદન એ એનો ઉપાય છે. સામુહિક ઉત્પાદનમાં અમુક મર્યાદિત સમૂહને ફાયદો પહોંચે છે એ વસ્તુ સ્વીકારીએ છતાં એ પદ્ધતિ હરહંમેશ માટે એક રાષ્ટ્રવ્યાપી ધોરણે ચાલી શકે કે કેમ એ શંકાસ્પદ છે. થોડાક આદર્શવાદી માણસો મળી સેવાભાવે એકાદ એવો આશ્રમ ચલાવી શકે. પરંતુ આજની ભિન્ન ભિન્ન અને ઝટ ઝટ બદલાતી જતી દુનિયાની સંસ્કૃતિઓને સમયે એવા સિદ્ધાંતો આખી દુનિયાને લાગુ પડી શકે એ ભારે શંકાસ્પદ વાત છે. કેમકે રશિયાને પણ પોતાના કમ્યુનિસ્ટ પ્રયોગો કરવા માટે બહારની દુનિયા સાથેનો સંસર્ગ તોડી નાખવો પડે છે. ત્યાં આંતરરાષ્ટ્રીય વ્યાપાર એ રાજ્યનો ઇજારો થઈ પડયો છે અને આંતરરાષ્ટ્રીય વ્યવહાર ઉપર સખત અંકુશો મૂકવામાં આવે છે. આ રીતે કમ્યુનિસ્ટ અખતરો એક જાતની પ્રયોગશાળામાં જ કરવામાં આવે છે. આર્થિક આંદોલનોના નિયમો સમજવા માટે અંકુશિત વાતાવરણમાં પ્રયોગો કરી શકાય પણ એવા અંકુશિત વાતાવરણના અભાવે સામાન્ય પરિસ્થિતિમાં આખી માનવજાતને એ રસ્તે ચલાવવાની આશા ઘણું વધારેપડતી છે.

મૂડીવાદમાં નફાની પ્રેરણાથી થતા કેન્દ્રિત ઉત્પાદનને કારણે આવશ્યકતાઓને બદલે મોજશોખની વસ્તુઓ, ખોરાકની વસ્તુઓ કરતાં ફેસ પાઉડર જેવી વસ્તુઓ વધારે ઉત્પન્ન કરવામાં આવે છે કેમકે આવશ્યક ચીજો કરતાં એશઆરામની ચીજોમાંથી વધારે નફો મળે છે અને એના કરતાંય મોજ-શોખની ચીજોમાંથી વધારે નફો મળે છે. અને એ જ કારણથી એક બાજુથી ભૂખમરો અને બીજી બાજુથી અતિ ઉત્પાદન જોવામાં આવે છે.

કેન્દ્રિત ઉત્પાદનથી, પછી તે મૂડીવાદની પદ્ધતિ પ્રમાણે હોય કે કમ્યુ-નિઝમની પદ્ધતિ પ્રમાણે, લાંબે ગાળે કોઈ પણ રાષ્ટ્રની અધોગતિ થવી જ

જોઈએ, કેમકે એમાં કામ કરતાર વ્યક્તિઓની શક્તિનો ઉપયોગ કરવાને કશો અવકાશ રહેતો નથી. આપણા લોકોની વ્યવહારકુશળતાની ખામીનું પ્રધાન કારણ તેમને વેપારમાં કે રાજતંત્રમાં જવાબદારીભર્યાં કામે કરવાની તક નથી મળતી તે છે. સ્વાશ્રય વિના પ્રગતિ સંભવે જ નહિ કેન્દ્રિત પ્રવૃત્તિઓને પરિણામે રાષ્ટ્રમાં સંખ્યાબંધ મહાન પુરુષો પેદા થાય જ નહિ. રાજકીય અને આર્થિક સ્વાતંત્ર્ય માટે અકેન્દ્રિત ઉત્પાદન આવશ્યક છે. યંત્રનું ખરું સ્થાન તો માણસના હાથમાં સાધન થઈને રહેવામાં છે પણ જ્યારે માણસને જ યંત્રનો એક હિસ્સો બનાવી લેવામાં આવે ત્યારે તો આખી વ્યવસ્થા જ ઊંધી વળી ગઈ સમજવી. માણસને યંત્રના લાભાર્થે જીવતો કરી મૂકવો ન જોઈએ.

કમ્યુનિઝમમાં સમાજહિતના બહાના હેઠળ વ્યક્તિઓની અવગણના કરવામાં આવે છે. સમાજ તરફથી માણસને ગમે તેટલાં સુખ સાધનો પૂરાં પાડવામાં આવે, પણ તેના વ્યક્તિત્વનો જ જો નાશ થતો હોય, તો તેને શો ફાયદો?

કેન્દ્રિત ઉત્પાદનને આપણે સ્થાન જરૂર આપીએ પણ તે જાહેર સેવાનાં કાર્યોમાં જ. એવાં જાહેર કાર્યો સંઘ કે સહકારના ધોરણે ચલાવી શકાય. ટેલિફોન, ટેલિગ્રાફ, રસ્તાઓ, ટપાલ ખાતું, નહેરકામ, જંગલો અને ખાણો જેવાં કાર્યો સ્વાભાવિક રીતે જ રાજ્યનાં કાર્યો ગણાશે. ખાનગી ધોરણે આવાં કાર્યો ચલાવા દેવાય નહિ. સામાજિક માલિકી અને વ્યવસ્થાને ધોરણે ઉત્પાદન કરવા જતાં પ્રગતિ અટકી જાય છે એ જ એ પદ્ધતિ સામેનો વાંધો છે. પરંતુ એ જ સામાજિક અંકુશ વડે જો ઉત્પાદનની શક્તિ અને પ્રમાણ ઉપર મર્યાદા મૂકી શકાય તો અત્યારે થતી લૂંટને ઘણી ઓછી કરી શકાય. મનુષ્યનો અત્યારનો સ્વભાવ જોતાં, લૂંટના તત્ત્વનો સદંતર નાશ કરવો અશક્ય છે. જગતમાં લૂંટ અને હિંસા એક નહિ તો બીજા સ્વરૂપમાં રહેવાનાં જ છે. આપણા શ્વાસોચ્છ્વાસમાં અને ખાવાની ક્રિયામાં લૂંટ અને હિંસા ભર્યાં છે. એટલે આપણો પ્રયાસ તો એ લૂંટ અને હિંસાને માણસજાતના અસ્તિત્વ અને પ્રગતિને અનુલક્ષીને ઓછાં કરી નાખવાનો હોવો જોઈએ. આપણે જે પરિસ્થિતિ ઊભી કરવા માગીએ છીએ તેમાં માણસની ઉત્પાદન કરવાની શક્તિ ઉપર જ સ્વાભાવિક અંકુશ રહેશે. અને તેથી ધનની થતી અતિ–વિષમ વહેંચણી પણ અટકશે. માણસ માણસ વચ્ચેનો ભેદ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી દરેકનાં ઉત્પન્ન કરવાનાં પ્રમાણ

અને જાતમાં પણ ફરક રહેવાનો. એનો અર્થ એ થયો કે દરેકની આવકમાં ફેર પડવાનો; માત્ર એ ફરકની માત્રા ઉપર અંકુશ મુકાવાનો. લોકોની વાર્ષિક આવકોમાં સેંકડો અને હજારો રૂપિયાનો ભલે ફરક જોવામાં આવે પણ હજારો લોકોને ચૂસીને થોડા લોકો પાસે લાખો ને કરોડો રૂપિયા એકઠા થવા નહિ જોઈએ, આવક–વેરો, વેપાર, બજારો વગેરેને પણ મહકારના ધોરણે ચાલતી વ્યવસ્થામાં સ્થાન રહેશે અને તેથી જ્યાબાધ ખાનગી મિલકત જમા થવાનો ભય નહિ રહે.

કમ્યુનિસ્ટ ધોરણે માલ ઉત્પન્ન કરવામાં લશ્કરી તાલીમનો ઉપયોગ કરવામાં આવે છે અને અતિશય તાલીમબદ્ધતા એ વિકાસની વિરોધી વસ્તુ છે. વળી રશિયાનું કમ્યુનિઝમ એ વર્ગદ્રોહ ઉપર રચાયુ છે. એટલું જ નહિ પણ એ વર્ગદ્રોહમાંથી જ ઉદ્દભવ્યુ છે. આજે પણ ત્યાં ખેડૂતો અને મજૂરો તરફના વર્તનમાં ચોખ્ખો ભેદ જોવામાં આવે છે. મધ્યમ વર્ગના લોકોને હિંસક રીતે દબાવી દેવાની જે વાતો આપણે સાંભળીએ છીએ તેમાં જો કંઈક તથ્યાંશ હોય તો એવી પદ્ધતિની ભલામણ કોઈ પણ પ્રગતિપ્રિય માણસ કોઈ પણ સમાજ માટે કરી શકે નહિ. કેમકે સમાજમા આઘાત અને પ્રત્યાઘાત સાથે સાથે જ ચાલ્યા કરે છે. વર્ગવિગ્રહના ધોરણે આપણે નવી સમાજ વ્યવસ્થાનો પાયો રચી શકીએ નહિ.

એમ દલીલ કરવામાં આવે છે કે કોઈ પણ સ્વરૂપના રાજ્યતંત્રમા હિંસા તો રહેવાની જ. એ વાત તો ઉપર કહ્યા મુજબ સાચી જ છે, પણ મુદ્દો તો એ દેખાતી હિંસાની માત્રા અને તેનો પ્રેરક આશય જોવાનો છે. એક પ્રેમાળ પિતા પણ પોતાના બાળકને શિક્ષા કરે છે. એ શિક્ષામા જો હિંસા ગણાતી હોય તો તો, આપણી કલ્પનાના કોઈ પણ તંત્રમા હિંસા રહેવાની જ. આપણે જે તંત્રની ભલામણ કરીએ છીએ તેમાં ફેરફાર એકદમ અને આકર્ષક નહિ થાય, આપણી પ્રવૃત્તિ ધીમી રહેશે અને રાષ્ટ્રવ્યાપી થતાં ઘણો સમય લેશે. પણ તે પદ્ધતિને જો સંગીન પાયા ઉપર રચવી હોય તો આપણે ધૈર્ય કેળવવું પડશે. કલમને કાયદે ખાનગી મિલકત ઝટ ઝટ ઉડાવી દેવી હોય તો તેમાં હિંસા વાપરવી જ પડશે, જ્યારે ઉત્પાદનશક્તિને જ મર્યાદિત બનાવીને ધીરે ધીરે ખાનગી મિલકતને ઓછી કરી મૂકવામાં હિંસા અનિવાર્ય નહિ ગણાય. આપણા દેશમાં ભૂતકાળમાં તેમજ વર્તમાનકાળમાં ઘણી પ્રવૃત્તિઓ સામાજિક અંકુશ નીચે ચાલતી અને હજી ચાલે છે અને સમાજ જ દરેક વસ્તુના

ગુણ હોય જોઈને વિધિનિષેધ કરે છે. આ પદ્ધતિમાં સડો પેઠો હશે, પણ તેથી એ સિદ્ધ નથી થતું કે સામાજિક અંકુશ વડે આપણા લોકને સંઘ તાલીમ આપી શકાય એમ નથી.

૩

## પૂર્વનું આર્થિક સંગઠન

હિન્દુસ્તાન, ચીન અને જાપાન (પહેલાં હતો તેનો) જેવા પ્રાચીન દેશોમાં જ આપણે આર્થિક સંગઠન ઉપર કૃષિ સંસ્કૃતિની અસર જોઈએ છીએ. આવી સંસ્કૃતિઓ અમુક તત્ત્વજ્ઞાન અને યોજનાપૂર્વક રચાયેલા સામાજિક સંગઠનના પરિણામરૂપ ઉદ્ભવે છે. પશ્ચિમની પદ્ધતિઓ અસ્તવ્યસ્ત રીતે ઊભી થવા પામી છે અને પાછળ કોઈ નિશ્ચિત યોજના રહેલી નથી. આ અર્થમાં તો પશ્ચિમમાં કોઈ સંસ્કૃતિ છે એમ કહી શકાય એમ નથી. એ તો એક જાતનું સુધરેલું જંગલીપણું જ છે. આ બાબતમાં પશ્ચિમમાં કોઈ અપવાદ હોય તો તે રશિયા છે. પશ્ચિમમાં માત્ર રશિયાએ જ પ્રથમ વાર આ યોજનાપૂર્વક સમાજરચના કરવાનો પ્રયાસ કર્યો છે.

પૂર્વની પ્રથામાં આર્થિક પ્રવૃત્તિઓને દોરનાર અને અંકુશમાં રાખનાર ગઢની સામાજિક સંસ્થાઓ હોય છે. એ પદ્ધતિ 'વરુ ટોળાં'ની પદ્ધતિથી તદ્દન ભિન્ન એવી 'ઘેટાં ટોળાં'ને મળતી હોય છે. 'ઘેટાં ટોળાં'ના ધોરણ ઉપર જે રાષ્ટ્રોએ પોતાની નીતિ ઘડી છે તેમની સામાજિક પદ્ધતિઓ પણ એક બીજાને મળતી રહે છે. 'વરુ ટોળાં'ની એક સામાન્ય ખાસિયત એ લૂંટ માટે હુમલો કરવાની હોય છે, જ્યારે બીજી પદ્ધતિમાં આંતરિક સલામતી અને આત્મરક્ષણ માટે ટોળે મળવામાં આવે છે. હકીકતમાં મોંગોલિયન દેશોમાં છેક હમણાં સુધી પરદેશી લોકોને પેસવા દેવામાં આવતા નહોતા, અને હિન્દુસ્તાનમાં પણ પરદેશગમન નિન્દાજનક ગણાતું અને તેને માટે ઉત્તેજન મળતું નહિ. માત્ર વેપારીઓ જ પરદેશગમન કરતા. આ જાતના નિયમન તથા અકેન્દ્રિત સત્તાને કારણે આખી વ્યવસ્થા જ આપોઆપ કોઈ વ્યક્તિના અંકુશ વિના ચાલતી, અને આર્થિક પ્રવૃત્તિને સામાજિક કાયદા, ધર્મ કે વહેમ સાથે સંબંધિત કરીને તેના ઉપર અંકુશ રાખવામાં આવતો. દુર્બળ અને નિરાધાર લોકોનું રક્ષણ કરવા માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવતી, જેનો ભંગ કરવાની ધૃષ્ટતા કોઈ કરતું નહિ. પરિણામે, આજે આપણે હિન્દુસ્તાનમાં અવિભક્ત કુટુંબ

અને વર્ણવ્યવસ્થા જેવી સંસ્થાઓ તથા કારીગરોને અપાતી બલુતં જેવી પ્રથાઓ જોઈએ છીએ.

અવિભક્ત કુટુંબમાં કમાનાર વ્યક્તિઓની કમાણીનો લાભ બધાં માણસોને મળતો. તેમાં અશક્ત માણસોનું રક્ષણ થતું. આ રીતે આખી કમાણી બધા ભાઈઓ વચ્ચે સરખી રીતે વહેંચાવાથી ધનની વિષમ વહેંચણી કે અયોગ્ય પ્રતિસ્પર્ધા થતી નહિ. આમ અવિભક્ત કુટુંબની પ્રથાને લઈને વિષમ વહેંચણી તથા પ્રતિસ્પર્ધા અટકવા ઉપરાંત અશક્તોને રક્ષણ પણ મળતું. વર્ણવ્યવસ્થાને કારણે દરેક વર્ણનું હિત સચવાય એ રીતે આર્થિક પ્રવૃત્તિઓ ચાલતી તથા અગત લોભ અને નિરંકુશ પ્રતિસ્પર્ધાને કારણે જે અતિઉત્પાદન થાય તે અટકતું. કારીગરોને અનાજ આપવાની પ્રથાને કારણે દરેકને જીવનનિર્વાહ પૂરતું મળી રહેતું. આખી વ્યવસ્થા જ એવી હતી કે સબળ માણસ દુર્બળને ચુસી શકે નહિ. આ પદ્ધતિઓની પાછળ રહેલા સિદ્ધાંતો એ માન્યતા ઉપર રચાયા લાગે છે કે કામ એ જ ધનવિભાજનનું સાધન છે. આપણા શરીરના જુદા જુદા અવયવો જેમ એક સાથે કામ કરે છે, એકસરખું જીવન ગાળે છે ને એક જ શરીર ગણાય છે; શરીરમાં હૃદય હાથ કે પગ સાથે તકરાર કરે અથવા હોજરી હૃદયને પોષણ આપવાની ના પાડે એ ચાલે નહિ; તેમજ આખો સમાજ એક અવિભાજ્ય અંગ ગણાતો તથા તેની વ્યક્તિઓ પોતપોતાનું કામ કરતાં સમાજ તરફનો પોતાનો ફાળો આપતી. આ પ્રથાઓને લઈને સંગઠન અને સહકાર સધાતાં અને લૂંટ કરવા માટે તક મળતી નહિ. લૂંટનો બિલકુલ અભાવ જ હતો એમ નહિ, પણ આખી વ્યવસ્થાનો ઉદ્દેશ લૂંટની તકોને ઓછી કરી નાખવાનો તથા સામાજિક બંધનો દ્વારા નિર્દોષને રક્ષણ આપવાનો રહેતો. આ જૂની પ્રથાઓ આર્થિક પ્રવૃત્તિઓના વિસ્તાર પામેલા ક્ષેત્રને પહોંચી વળવાને આજે શક્તિમાન રહી નથી. છતાં એ જૂની પ્રથાઓને કાળજીપૂર્વક તપાસવી જોઈએ અને એમને મળતી બીજી પ્રથાઓને આજે પ્રચલિત કરવી જોઈએ. એમ કરવામાં ઉત્પાદકને વધારે પડતી મહેનત ન કરવી પડે અને છતાં તેની મહેનતનો પૂરો બદલો મળે એ જોવું જોઈશે. આપણે જોયું કે 'વરુ ટોળાં' પદ્ધતિએ પોતાના "પરિસ્થિતિનો સ્વીકાર" (Laissez Faire) નામના સિદ્ધાંત તથા 'વ્યક્તિસ્વાતંત્ર્ય'ના ઉપસિદ્ધાંતના બહાના હેઠળ સાહસિક લોકોને નિરંકુશ સત્તાઓ ઊભી કરી

આપ્યા છે જ્યારે 'ઘેટાં ટોળાં' પદ્ધતિએ સ્વીકાર્યું છે કે સમાજહિતને ખાતર વ્યક્તિની સ્વાર્થભાવના ઉપર અંકુશ રહેવો જોઈએ

**બીજાં ક્ષેત્રોમાં**

આ દષ્ટિકોણોથી આપણે પૂર્વ અને પશ્ચિમને સરખાવીએ તો જણાય છે કે આર્થિક ક્ષેત્રમાં આપણે જે 'વરુ ટોળાં' અને 'ઘેટા ટોળાં' વચ્ચે ભેદ પાડ્યો તે રાજકીય, ધાર્મિક અને સમાજિક ક્ષેત્રોમા પણ લાગુ પડે છે. રાજકીય ક્ષેત્રમા પશ્ચિમના દેશોમાં સાચા લોકશાસનનો આપણે અભાવ-જ જોઈએ છીએ. ત્યાં લોકશાસન ધારાસભાના સંગઠનને નામે રળી ખાય છે જ્યારે આખા તંત્રની સત્તા થોડીક વ્યક્તિઓ કે એકાદ પ્રભાવશાળી વ્યક્તિના હાથમાં સોપવામાં આવે છે. એ જ પ્રમાણે ઈશુ ખ્રિસ્તે આચરેલા વ્યક્તિઓ સાથે સંબંધ ધરાવતા અને સહિષ્ણુ ધર્મમાં, આજે જે સ્વરૂપમાં તે પશ્ચિમમાં સંગઠિત થયો છે તેમાં આખી સત્તા પોપ જેવી એક વ્યક્તિ કે દેવળ જેવી એક સંસ્થામાં એકત્રિત થયેલી છે. આનુ પરિણામ ઝનૂની અસહિષ્ણુતામાં આવ્યુ છે. સામાજિક જીવનમાં પણ આપણે જોઈએ છીએ કે મોટા મોટા બંગલાઓમાં જે રીતભાત ચાલતી હોય તેનુ અંધ અનુકરણ નાનાં નાનાં ઝૂંપડાંઓ પણ કરે છે એટલે કે આખા સામાજિક સંગઠનની પ્રેરણા જ શહેરો પાસેથી મળે છે. કેમકે ત્યાં જે સંસ્કૃતિ ઊભી થઈ છે તે ગ્રીસ અને રોમમાંથી ઉદ્ભવેલી સો ટકા શહેરી સંસ્કૃતિ જ છે.

આથી ઊલટું, રાજકીય દષ્ટિએ જોઈએ તો, હિન્દુસ્તાનમાં ભૂતકાળમાં ગામડાંની ગ્રામ પંચાયતો પોતાનો કારભાર સ્વયં ચલાવતી હતી. પરદેશી હુમલાખોરો હિન્દુસ્તાન ઉપર ઊતરી આવતા તોં પણ ગ્રામવાસીઓના રોજના જીવનમાં કશી ડખલ દેવામાં આવતી નહિ. ધાર્મિક વિષયમાં જોઈએ તો, પૂજાના સ્વરૂપને તથા ઈશ્વર વિષેની માન્યતાઓને વ્યક્તિઓ ઉપર છોડી દેવામાં આવતી અને એટલે જ હિન્દુસ્તાનમાં અનહદ ધાર્મિક સહિષ્ણુતા રહી છે. સામાજિક જીવનની દષ્ટિએ જોઈએ તો ભપકો બધો મહેલો અને દેવળોમાં જ જોવામાં આવતો, જ્યારે સામાન્ય શહેરીની જિંદગી સાદી અને ગામડાંને અનુકૂળ રહેતી. લોકોને મોજમજા કે રંગરાગનો શોખ થતો તો તે ઉત્સવોને પ્રસંગે મહેલો અને દેવળોને શણગારીને પૂરો કરતા, કોઈ વ્યક્તિગત રીતે એમ શણગાર કરતા નહિ.

આમ 'વરુ ટોળાં' અને 'ઘેટાં ટોળાં' પ્રણાલીઓમાં આપણે દરેક ક્ષેત્રમાં મૌલિક ભેદો જોઈ શકીએ છીએ. હિન્દુસ્તાનની પ્રણાલી સૈકાઓથી 'ઘેટાં ટોળાં'ની રહી છે અને એક એવી સંસ્કૃતિ ઉપજાવી છે કે તે સહીસલામતીથી 'વરુ ટોળા'ની પ્રણાલી સ્વીકારી શકે એમ છે જ નહિ. હિન્દુસ્તાનમાં એક નાના સમૂહ પાસે પણ એક આગેવાનની શિસ્ત તળે ચૂપચાપ કામ કરાવતાં ડગલે ને પગલે મુસીબતો અનુભવવામાં આવે છે, જ્યારે 'વરુ ટોળાં' પદ્ધતિમાં આટલી તો સહજ અપેક્ષિત વસ્તુ ગણાય છે. ડિસ્ટ્રિક્ટ બોર્ડ જેવી સંસ્થાઓને સંગઠિત કામ કરવામાં કેટલી મુસીબતો વેઠવી પડે છે એ કોઈ પણ અખબાર પત્રના ઉપરછલ્લા વાચનથી જણાઈ આવે છે. આ પરિસ્થિતિનું એક ખાસ કારણ છે. એની પ્રેરણા આપણા દેશમાં સૈકાઓથી જે સંસ્કૃતિ પેદા થવા પામી છે તેમાંથી મળે છે. તેથી પશ્ચિમમાં ઉદ્યોગવાદનો જે રીતે વિકાસ થયો છે તેનાં અનિષ્ટોને દૂર કરીને આધુનિક પરિસ્થિતિને અનુકૂળ અને હિન્દુસ્તાનમાં સંતોષપૂર્વક લાગુ પાડી શકાય એવી આર્થિક સંગઠનની પ્રણાલી આપણે રચવી હોય તો પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો આ ભેદ યાદ રાખવો જોઈએ.

આપણી પ્રાચીન સંસ્કૃતિના પાયા ઉપર વિદેશી પ્રણાલીનું ખોખું ઊભું કરવા આપણે પ્રયત્ન કરીશું તો તે ગંજીપત્તાંના બંગલાની માફક વેરાઈ જવાનું. રશિયામાં કૃત્રિમ ગરમીના વાતાવરણમાં જે છોડ ફૂલેફાલે તેને ઉખાડીને આપણા દેશમાં રોપવામાં આવે તો તે જામશે નહિ. 'વરુ ટોળાં'ની પ્રણાલી ટૂંકી દૃષ્ટિવાળી અને સ્વાર્થમય હોય છે અને તેમાં કાબૂ પણ એકહથ્થુ અને વ્યક્તિગત હોય છે. કોઈ પણ પ્રણાલીને દીર્ઘદૃષ્ટિવાળી તો ત્યારે જ બનાવી શકાય જ્યારે તેનુ સંચાલન સામાજિક ધોરણ ઉપર અને અકેન્દ્રિત સ્વરૂપમાં કરવામાં આવતું હોય.

નીચેના પૃથક્કરણમાં આપણે આગળ જે પ્રણાલીઓની ચર્ચા કરી ગયા તેમની ઉત્પત્તિની રૂપરેખા આપવામાં આવી છે.




પશ્ચિમે પોતાના ઔદ્યોગિક જીવનને અનુકૂળ એવી 'વરુ ટોળાં'ની સસ્કૃતિ ઉપર રચાયેલી કેટલીક પ્રણાલીઓ ઊભી કરી છે, જ્યારે હિન્દુસ્તાનમાં 'ઘેટાં ટોળાં'ની કૃષિ સંસ્કૃતિ ઊભી થઈ જે હાલ પડી ભાગ્યા જેવી થઈ છે. અત્યારે બ્રાહ્મણે પોતાનો અધ્યયન-અધ્યાપનનો ઇજારો છોડીને મનુષ્યના કલહ સ્વભાવનો ફાયદો ઉઠાવનાર વકીલાતનો ધંધો શરૂ કર્યો છે. ક્ષત્રિય પૈસાના લોભે પરદેશીઓ સાથે ભળી જઈ પોતાના દેશવાસીઓને ગુલામીમાં રાખવામાં મદદ કરતો થઈ ગયો છે. વૈશ્યે આપણા ખેડૂતોને ખાડામાં નાખીને આંતરરાષ્ટ્રીય સટ્ટાબજારોમા ખેલવા માડ્યુ છે. શૂદ્રોએ સરકારનાં હલકાં ખાતાઓમાં નોકરી કરવા માંડી છે.

આમ આપણે આપણા આદર્શથી બહુ નીચે ઊતરી પડ્યા છીએ અને તેથી આપણે ફરીથી સજીવન થવું હોય તો આપણા પૂર્વજો જે સિદ્ધાંતોને અનુસરતા હતા તે સિદ્ધાંતોને આપણે અપનાવવા જોઈશે. આપણી અધોગતિનું કારણ વ્યક્તિઓની સ્વાર્થબુદ્ધિ અને રાષ્ટ્રીયભાવનાનો નાશ એ છે. સમાજની શુદ્ધિનો રક્ષક અને રાષ્ટ્રીય સભ્યતાનો પ્રતિનિધિ ગણાતો

એવો જે બ્રાહ્મણ તેણે પોતાના એ અધિકારોનો દુરુપયોગ કર્યો અને યેન કેન પ્રકારેણ સમાજથી વિમુખ થઈને રહેવાની પેરવી કરી. એમ કરીને બ્રાહ્મણો જવાબદારી અને 'સમાજની આગેવાનીનું પોતાનું સ્થાન ઝપાટાબંધ ગુમાવી રહ્યા છે. એકાદ ડૉક્ટર રોગીઓનો ' ચેપ લાગવાના ડરથી પોતાનો ધંધો છોડી દે અને એકાદ જંતુઓથી સુરક્ષિત ઓરડામાં પુરાઈ રહે તેના જેવું આ બ્રાહ્મણોએ કર્યું., આવો માણસ સમાજનું રક્ષણ કરવાને બદલે ઊલટો સમાજ ઉપર બોજારૂપ થઈ પડે છે. આ રીતે સમાજ-સુધારો કરવા જતાં પહેલાં જૂની સંસ્થાઓના ઉદ્દેશોની આપણે પૂરેપૂરી કદર કરવી જોઈએ. વળી એ પણ યાદ રાખવું જોઈએ કે એકાદ તંત્ર કે સંગઠન એક દેશમાં સરસ રીતે ચાલતું હોય તો તેથી તેને જ્યાં જુદી જાતનાં મનુષ્યો અને ભિન્ન પરિસ્થિતિ હોય એવા બીજા દેશમાં ચલાવી શકાય નહિ. અમેરિકામાં જે વસ્તુ ફાવી ગઈ હોય તે રશિયાનો આદર્શ થઈ શકે નહિ. ઈટલીને ભાવતું ઇગ્લન્ડને ભાગ્યે જ ભાવશે. અને એમાંની કોઈ પણ પદ્ધતિ આપણી ગરજ સારે એમ તો છે જ નહિ.

# ભાગ બીજો

## આધુનિક સંજોગો

### ૪

### કુદરતી પરિસ્થિતિ

ઐતિહાસિક દૃષ્ટિએ આપણે કુદરતી પરિસ્થિતિને તપાસીએ તો જણાય છે કે પ્રથમ ભૂખ, આશ્રય અને રક્ષણની માગણી પેદા થાય છે તે પછીથી ખોરાક, કપડાં, અને મકાન વગેરે પૂરાં પડે છે. જ્યાં જ્યાં માંગ થાય છે ત્યાં ત્યાં અનુકૂળ સાધનો મળી રહે છે. "આવશ્યકતા એ શોધખોળની જનેતા છે." અમુક અંશે જે માંગ કરવામાં આવે છે તે ભવિષ્યમાં અચાનક પડનારી આવશ્યકતાને માટે પણ હોય છે. આ બાબતમાં કીડી મધમાખ જેવાં જંતુઓની આદતો દિશાસૂચક છે.

કૃષિ સંસ્કૃતિમાં, મોટે ભાગે કુદરતી કાનૂનોને વશ વરતીને જ ચાલવામાં આવે છે. એમાં કાંઈ ફેરફાર થાય તો તે પણ કુદરતી કાનૂનોને અનુસરતો જ. કૃષિકાર તો માત્ર કુદરતને મદદ કરે છે અથવા તેની ગતિને વેગ આપે છે. તેણે કુદરતમાં જડી આવતી જંગલી વનસ્પતિને કેળવી છે. કુદરતી પરિસ્થિતિમા વેગ આપીને તેણે ઘાસમાંથી ઘઉં ને ડાંગર પેદા કર્યાં છે. એ જ પ્રમાણે આર્થિક સંગઠનની બાબતમાં પણ કૃષિ સંસ્કૃતિએ વસ્તુઓ પેદા કરવામાં કુદરતનુ અનુકરણ કર્યું છે. લોકોની માંગ પ્રમાણે જ કે તેમની કાયમની માગ સમજીને જ વસ્તુઓ પેદા કરવામાં

આવે છે. વસ્તુઓની વહેંચણી સામાજિક અંકુશ તળે થાય છે, પણ ઉત્પન્ન તો વ્યક્તિગત પ્રયત્નથી જ કરવામાં આવે છે. ઉત્પન્ન કરવા માટે કોઈ મધ્યસ્થ તંત્રની રચેલી યોજના નથી હોતી. કોઈ કોઈ સંજોગોમાં વ્યક્તિગત પ્રયત્નને સંગઠિત કરવામાં આવે છે, પણ તે સંગઠનનો ઉપયોગ ઝપાટાબંધ ઉત્પન્ન કરવા માટે નથી હોતો.

'' વરુ ટોળાં 'ની આર્થિક પ્રણાલી—જે પ્રાથમિક દશાના શિકારી અને મધ્યયુગના ઉમરાવોની પ્રણાલીમાંથી ઉત્પન્ન થઈ છે—તેમાં કુદરતી કાનનોનો સંહાર કરવામાં આવે છે.' તેમાં માંગ સિવાય વસ્તુઓ પેદા કરવામાં આવે છે ને પછી સાબુ, બાલવર્ધક મલમો, ચા, ટોનીક વગેરે માટે કરવામાં આવે છે તેમ આકર્ષક જાહેરખબરો દ્વારા કૃત્રિમ માંગ પેદા કરવામાં આવે છે. આજે તો સ્થિતિ એ છે કે મિષ્ટાન્ન પીરસ્યુ છે પણ ભૂખ નથી લાગતી ને તેથી પાચક દવાઓ ખાઈને ભૂખ લગાડવી પડે છે. આમ કૃત્રિમ ભૂખ પેદા કરીને ખાવાથી અદહજમી સિવાય બીજું શું પરિણામ આવી શકે ?' આ પદ્ધતિને પરિણામે ઉત્પાદનનો સ્વાભાવિક ક્રમ અટકી જાય છે ને તેથી અતિ ઉત્પાદન, ગેરવ્યવસ્થા અને ધનની વિષમ વહેંચણી પેદા થાય છે. કારણ કે એ આખી પદ્ધતિ એકાદ સંચાલક વ્યક્તિના હિતની દૃષ્ટિએ ચાલે છે.

પૂંજીવાદી ઉત્પાદનમાં ખર્ચાળ સાધનો ઉપયોગમાં લેવાય છે ને તેથી મૂડીનુ રોકાણ વધારે થાય છે. એ રોકાણનો બોજો ઓછો કરવા એક જ જાતનો સામાન મોટા પાયા ઉપર ઉત્પન્ન કરવામાં આવે છે ને તેથી ભારે પ્રતિસ્પર્ધા ઊભી થાય છે,—કેમકે જેનો માલ બજારમાં જલદી પહોંચે તે ફાવી જાય છે. બજારો માલથી લદાઈ જાય છે અને તેને વેચી નાખવા માટે જાહેરખબરો વગેરે દ્વારા ભગીરથ પ્રયત્નો કરવામાં આવે છે. આમ માલની માંગ છે તેથી તે ઉત્પન્ન કરવામાં આવે છે એવું નથી, પંણ ઉત્પન્નકર્તાએ કૃત્રિમ પણે રોકેલી ભારે મૂડીને લઈને ઉત્પાદન કરવામાં આવે છે. આ પદ્ધતિ જ કૃત્રિમ હોવાથી તેનો અમલ કરવા માટે હિંસાની જરૂર પડે છે.

આવા ઉદ્યોગમાં મૂડીનું મોટું રોકાણ થતું હોવાથી વેચાણકિંમતનો ઘણો મોટો ભાગ વ્યાજ, યંત્રનો ઘસારો તથા નફા માટે રાખી મૂકવામાં આવે છે અને તેનો બહુ જ નાનો હિસ્સો મજૂરોમા પગાર તરીકે વહેંચાય છે. ખરી રીતે તો પૂંજીવાદીઓ મજૂરોના પગાર ઉપર કાપ મૂકવા હંમેશ

તત્પર જ રહે છે. આમજનતાની ખરીદવાની શક્તિ ઘટી જતાં ચીજોની વપરાશ ઓછી થઈ જાય છે. અથવા તો બીજી રીતે કહીએ તો વપરાશ થવાના પ્રમાણમાં ઉત્પાદન વધી જાય છે ને પરિણામે આર્થિક પડતી જોવામાં આવે છે, અને આખો મામલો જ વિકટ થતાં યુદ્ધ અનિવાર્ય રીતે ફાટી નીકળે છે.

કમ્યુનિઝમની પદ્ધતિમાં માલ ઉત્પન્ન કરવાની પ્રેરણા ઉત્પાદકતોની પોતાની નથી હોતી પણ તેને બહારથી જ પ્રેરણા મેળવવી પડે છે અને તેથી એ પદ્ધતિ પણ કૃત્રિમ ગણાય. એટલે જ એને ટકાવી રાખવા માટે એક યા બીજા સ્વરૂપમા હિંસાનો ઉપયોગ આવશ્યક છે.

વધારે નફો મેળવવાની ઇચ્છાથી કોકવાર ઉત્પાદકો એકાદ સંઘના સ્વરૂપમાં પોતાનુ સગઠન કરે છે. આવાં સંગઠનો છેક સ્વાર્થી વ્યક્તિના ધોરણના ભલે ન કહી શકાય છતાં તેમનાથી રાષ્ટ્રહિત કશુ સધાતુ નથી, કેમકે એથી તો માત્ર સત્તા અને સંચાલનનુ ક્ષેત્ર થોડું વિસ્તૃત કરવામાં આવે છે પણ એકહથ્થુ સત્તા અને એક જગાએ થતો ધનસંચય તો ચાલુ જ રહે છે. એક બાજુએ ખાનગી નફો એ ઉત્પાદનનો શત્રુ બને છે ત્યારે બીજી બાજુએ સમાજવાદમાં સત્તા અને કાબૂ રાજ્યના હાથમાં સોંપવામાં આવે છે. આ જાતની અકુદરતી વ્યવસ્થા એ પાણી પૂરું પાડવું, જંગલની વ્યવસ્થા કરવી અને ટેલિફોન, ટેલિગ્રાફ, રસ્તા વગેરે વ્યવહારનાં સાધનો પૂરાં પાડવા જેવાં જાહેર કાર્યોમાં અમુક અંશે સંતોષજનક રીતે કામ આવે છે ખરી.

'ઘેટાં ટોળાં'ના આર્થિક સંગઠનમાં પ્રથમ માંગ થતી ને પછી ઉત્પન્ન કરવામાં આવતું. પરિણામે માલ વેચવાને અંગે ઉત્પન્ન કરવામાં કશી ડખલ થતી નહિ કેમકે આસપાસની વસ્તીની જરૂરિયાતો તરફ જ પ્રથમ ધ્યાન આપવામાં આવતું. શહેરો તો માત્ર માલ વેચનાર આડતિયાનું કામ કરતાં અને ધન ગામોમાં જ રહેવા પામતું. વ્યક્તિગત રીતે દરેકની પાસે પ્રમાણમાં ઓછી મિલકત રહેતી પણ ધનની યોગ્ય વહેંચણી થતી. એથી ઊલટું, 'વરુ ટોળાં' સંગઠનમાં તો વધારે નફો મળે એવી જ વસ્તુઓ ઉત્પન્ન કરવામાં આવતી હોવાથી થોડાક માણસોના હાથમાં અગાધ ધન એકઠું થતુ.

### રોકાવરોમાંથી હિંસા

આ 'વરુ ટોળાં' પદ્ધતિમાં ઉત્પાદન ઉપર સરકાર તરફથી જ્યાં અંકુશ રાખવામાં આવે છે ત્યાં પણ ચલણી નાણું અને વસ્તુઓના ભાવ ઉપરનું નિયંત્રણ, ગાડીભાડું નક્કી કરવું, જકાત નાખવી વગેરે અનેક જાતની આર્થિક ડખલો ઊભી કરવામાં આવે છે. એ પદ્ધતિની સાથે મળીને કામ કરતાં કરતાં સરકાર પોતે તેના આર્થિક સંગઠનના કાબૂ તળે આવી જાય છે અને ગણ્યાગાંઠ્યા ઉત્પાદકોના હિતમાં જ કામ કરતી થઈ જાય છે. બીજી રીતે કહીએ તો આ પદ્ધતિમાં સરકાર માત્ર આખા આર્થિક સંગઠનરૂપી યંત્રનું એક અંગ બની જાય છે. પશ્ચિમની એક પણ સરકાર એવી બતાવી શકાય એમ નથી જે સ્વતંત્ર રૂપમાં અસ્તિત્વ ધરાવતી હોય અને જનતાનું જ ભલું કરવા મથતી હોય. એકલા મૂડીવાદમાં જ નહિ પણ કમ્યુનિઝમમાં પણ રાજ્યતંત્ર એ આર્થિક સંગઠનનું એક મુખ્ય સાધન બની ગયું છે. આદર્શની દૃષ્ટિએ તો રાજ્ય એ આર્થિક પ્રવૃત્તિઓને સમતોલ કરનાર એક ઉપસ્થાન હોવું જોઈએ તેને બદલે રાજ્ય પોતે જ એક પક્ષમાં ઉચ્ચાલકનું કામ કરવા લાગે છે. પરિણામે રાજકીય, ભૌગોલિક સંબંધ અને બીજા સંબંધની લાગવગ ધરાવનાર થોડા માણસોની પાસે અઢળક સંપત્તિ એકત્રિત થવા પામે છે.

વિરુદ્ધ હિતવાળા આ જગતમાં કશા ઘર્ષણ વિના ઉત્પાદનનું કામ ચાલે એ અસંભવનીય છે, કેમકે કાચો માલ, અર્ધ તૈયાર માલ કે પૂરો તૈયાર થયેલો માલ એ બધાની વચ્ચે ઉપર ગણાવી એવી કૃત્રિમ ડખલો ખડી કરવામાં આવે છે. વસ્તુઓના વિનિમયમાં એવી ડખલો જેમ વધારે તેમ વિનિમય ક્લિષ્ટ બનવાનો. આજે દુનિયામાં ઉત્પાદનરૂપે નદીના પ્રવાહમાં વચ્ચે વચ્ચે કોક ઠેકાણે ખાબોચિયાં તો કોક ઠેકાણે ગતિમાન ધોધ જોવામાં આવે છે.

### ઉત્પાદનની અયોગ્ય દિશા

ઉત્પાદન પોતે જ સામાન્ય લોકોની જરૂરિયાતોને પૂરી પાડવાનો પ્રયાસ નથી કરતું, પણ એથી ઊલટું જેમાંથી વધારે નફો મળે એની જ વસ્તુઓનું ઉત્પાદન કરવામાં આવે છે. એક રૂપિયો કોઈ ગરીબ માણસ પાસે હોય તો તેના કુટુંબને બે દિવસનું અનાજ પૂરું પાડશે, પણ એ જ રૂપિયો એકાદ કરોડપતિના હાથમાં હશે તો તેનું એકાદ પીણું કે બીડી જ પૂરાં પાડશે.

તેથી ગરીબ માણસનો રૂપિયો એક કીમતી વસ્તુ છે, જ્યારે એનો એ જ રૂપિયો તવંગરના હાથમાં નિરુપયોગી ચીજ થઈ પડે છે. તેથી કરીને જે જે જાતના ઉત્પાદનમાં ધનનો એકજગ્યાએ ખૂબ સંચય થતો હોય તે ઉત્પાદનમાં પૈસાને પાણીને મૂલ્યે ફેંકી દેનારા ધનાઢ્યોની જ આવશ્યકતાઓ પૂરી પડવાની કેમકે ગરીબ લોકોને ઉપયોગી એવાં માટીનાં વાસણ કે સાદડીઓ જેવી આવશ્યકતાઓ ઉત્પન્ન કરવા કરતાં લિપસ્ટિક કે ટૉઇલેટના મામાને જેવી તવંગરના મોજશોખની વસ્તુઓમાંથી ઉત્પન્નકર્તાને વધારે નફો મળે એ ચોખ્ખી વાત છે. નફાના ઉદ્દેશને લઈને થતા-શક્તિના આવા દુર્વ્યયને કારણે જ આજે જગતમાં અતિ ઉત્પાદન અને ભૂખમરો સાથે સાથે જોવામાં આવે છે.

હિન્દુસ્તાનમાં જોવામાં આવતી 'ઘેટાં ટોળાં' પદ્ધતિમાં વર્ણવ્યવસ્થાના નિયંત્રણ હેઠળ આવશ્યક વસ્તુઓનુ ઉત્પાદન નાના નાના સ્થાનિક સમૂહો મળીને કરતા. ગામડાંના સુથાર, લુહાર, ચમાર ગામલોકોને જોઈતી ચીજો પૂરી પાડતા, અને તેમની પાસેથી રોકડ નાણાં ન લેતાં ગામમાં પાકયું હોય તેમાંથી અમુક હિસ્સો મેળવતા અને એ રીતે પોતાની આજીવિકા વિષે નિશ્ચિંત થતા.

કુદરતી પરિસ્થિતિ માટે એ જરૂરનું છે કે ઉત્પાદન અને વિનિમય વચ્ચે સીધો સંબંધ રહે. આ વસ્તુ આપણને નાના નાના પાયા ઉપર ઉત્પાદન કરતી તથા રોકડ નાણાંનો વ્યવહાર ઓછો કરી વસ્તુ-વિનિમયને વધારે સ્થાન આપતી 'ઘેટાં ટોળાં' પદ્ધતિમાં જોવા મળે છે. ચમાર જોડા બનાવે છે ને તેનો ખોરાક સાથે વિનિમય કરે છે. ડાંગેર પકવનાર જોડા ખરીદે છે અને ચમારને થોડી ડાંગેર આપે છે. આમ વિનિમયનું વર્તુલ પૂરું થાય છે. એથી ઊલટું, ડાંગેર પકવનાર ખેડૂત જો જપાની બૂટ ખરીદે તો તે પોતે જે ડાળ ઉપર ઊભો છે તે ડાળીને જ કાપવાનો પ્રયત્ન કરે છે એમ કહી શકાય, કેમકે તેણે ચમારને એટલે અંશે ગરીબ અને બેકાર બનાવ્યો અને ડાંગેર ખરીદવાની તેની શક્તિ ઓછી કરી. વળી જપાનનો મોચી બૂટ ખરીદનાર ખેડૂતની ડાંગેર ખરીદે એ બહુ દૂરની વાત થઈ કહેવાય. એમાં વધારે બનવાજોગ તો એમ કહેવાય કે બૂટ બનાવનાર જપાની બીજા દેશોમાંથી પોતાને જોઈતાં કાચાં ચામડાં ખરીદશે, અને પૈસાનો એ પ્રવાહ સ્વાભાવિક ગતિએ ચાલે તો તે બીજા દેશોમાંથી હિન્દુસ્તાનના ડાંગેર પકવનાર ખેડૂત પાસે આવશે. પરંતુ

આજની પરિસ્થિતિમાં જપાનીઝ બૂટ બનાવનાર અને ડાંગેર પકવનાર આપણા ખેડૂતની વચ્ચે એટલી બધી આર્થિક આડખીલીઓ ઊભી હોય છે કે ખેડૂતની પાસે એ પૈસો પાછો આવતો જ નથી. આમ પાછુ આવ્યા સિવાય ધન માત્ર બહાર જ જતુ રહે તેમાં રાષ્ટ્રને ભારે ખોટ વેઠવી પડે છે.

**પૈસાશાસ્ત્ર**

પૈસો જેને વિનિમયના એક અનુકૂળ સાધન તરીકે ચાલુ કરવામાં આવ્યો તે પૈસાએ આજે 'વરુ ટોળાં' પદ્ધતિના આશ્રય હેઠળ પોતાનો જ અડ્ડો જમાવ્યો છે. મૂડીવાદનુ આખું બંધારણ જ પૈસાના ધોરણે રચાયુ છે. પૈસો એ મૂલ્યનું ધોરણ થઈ પડ્યો છે લોકોને શિક્ષણ પણ વસ્તુઓના પૈસામાં થતા મૂલ્યની નજરે જ જોવાનુ આપવામાં આવે છે. સભ્યતાની દૃષ્ટિએ અપાતી કેળવણીને પણ બજારુ કિંમતનુ તત્ત્વ લાગુ પાડવામા આવે છે. સસ્તામાં સસ્તુ ખરીદવું અને મોંઘામા મોંઘું વેચવું એ જીવનનો કાયદો થઈ પડયો છે. કળા, માણસાઈ, પરોપકાર જેવાં જીવનનાં બીજાં બધાં તત્ત્વોને ભૂલી જવામાં આવે છે, આવી રીતે એક સુવર્ણના વાછડાને એક ઊચી જગાએ ઊભો રાખવામાં આવ્યો છે અને લોકોને તેને દેવ માનીને પગે લાગવાનુ કહેવામાં આવે છે. આનું નામ જ સોના પ્રત્યેની મોહભક્તિ છે પરંતુ માણસ માત્ર રોટીથી જ જીવતો નથી. રોટી સિવાય તેના સ્વભાવમા રહેલી બીજી કેટલીયે સૂક્ષ્મ વસ્તુઓનો તેને ખપ પડે છે. આપણુ આર્થિક સંગઠન આવા કુદરતી પાયાઓ ઉપર ઊભુ કરવામાં નહિ આવે ત્યાં સુધી અચિત સોનુ દુબળા માણસને વહેલો ડુબાડવાનુ જ કામ કરશે.

અત્યારે હિન્દુસ્તાનમા ગાડીભાડાના દર એવા કઢગા છે કે તેથી બજારનો સ્વાભાવિક પ્રવાહ રોકાઈ જાય છે. કોઈપણ માણસ માનશે કે નાશિક સ્ટેશન પર ઑસ્ટ્રેલિયાની દ્રાક્ષ કરતાં નાશિકની દ્રાક્ષ સસ્તી વેચાવી જોઈએ. પરંતુ નવાઈની વાત તો એ છે કે એ દરો દ્વારા એવી આડખીલીઓ ઊભી કરવામાં આવી છે કે નાશિકની દ્રાક્ષ કરતાં ઑસ્ટ્રેલિયાની દ્રાક્ષ ખરીદવી સસ્તી પડે છે. આવાં તો કેટલાંય ઉદાહરણો આપી શકાય એમ છે. તેથી વસ્તુઓનો વિનિમય સ્વાભાવિક ક્રમે ન થાય ત્યાં સુધી દૂરનાં કે આંતરરાષ્ટ્રીય બજારોમાં ઊતરવું એ મૂર્ખાઈભરેલું જ ગણાય. હમણાં હમણાં કૃષિસુધાર માટે ઘણી

ઊહાપોહ કરવામાં 'આવે' છે. કૃષિ સુધારનો 'ઉદ્દેશ આપણા કરોડો દેશવાસીઓને માટે વધારે ખોરાક અને બીજી આવશ્યકતાઓ ઉત્પન્ન કરવાનો હોય તો તો એ પગલું યોગ્ય દિશામાં જ ગણાય, પરંતુ એનો ઉદ્દેશ જો આંતરરાષ્ટ્રીય બજારો માટે માલ ઉત્પન્ન કરવાનો હોય તો આપણા ખેડૂતો તેવા કૃષિસુધારથી સાવધાન રહે એ જ ઇષ્ટ છે. ભાવના ઉછાળાના ગાળામાં બજારુ માલ પેદા કરીને આપણા ખેડૂતોએ ખત્તા તો ખાધી જ છે, કેમકે એ જ ભાવો ગગડી જતાં તેઓ પાયમાલ થઈ ગયા. તેઓ જાણતા નથી કે જોઈતી મૂડી હાથ પર હોય તો જ સટ્ટાખોર બજારોમાં સફળતાપૂર્વક ઊતરી શકાય અને તેમની પાસે એવી મૂડી તો છે જ નહિ. જ્યારે વિનિમયની નીતિ અને આંતરરાષ્ટ્રીય બજારોના ભાવ ઉપર સર્વના હિતની દૃષ્ટિએ નિયંત્રણ થતું હશે, અને જેમની ઓળખાણ હોય એવા થોડા લાગવગવાળા માણસોના હિતમાં જ તેમનો ઉપયોગ થતો અટકશે ત્યારે આંતરરાષ્ટ્રીય બજારો માટે માલ પેદા કરવા વિષે આપણે વિચાર કરી શકીશું. પણ તેમ ન થાય ત્યાં સુધી આપણે માટે ડહાપણનો માર્ગ તો એ જ છે કે આપણી સ્થાનિક જરૂરિયાતો પ્રમાણે જ ઉત્પન્ન કરવું અને વચ્ચેથી બને તેટલા દલાલોને હઠાવવા.

### જગતનું કંટાળી જવું

આધુનિક જગતના ઘોંઘાટમાંથી દૂર થઈ શાંતપણે આપણે વિચાર કરીશું તો 'વરુ ટોળાં'ના અકુદરતી સંગઠનને કારણે થતું નુકસાન જોઈ શકીશું. માણસને કામની પ્રેરણા અંદરથી જ સ્ફુરતી હોય તો તે કરવામાં તેનો વિકાસ થવો જ જોઈએ. કુદરતી યોજના જ એવી છે, કે તેના કાનૂનોનો અમલ કરવામાં આવે તો કામ કરવાથી માણસની પ્રગતિ થાય જ છે. પણ એકાદ કળાકારની બુદ્ધિવાળા માણસને મોટર હાંકવા બેસાડવામાં આવે તો તેમાં બેસનારનો કચ્ચરઘાણ જ નીકળવાનો. એ કળાકારનો સંપૂર્ણ વિકાસ તો તેને પોતાની પ્રેરણા મુજબ કામ કરવા દેવામાં જ થાય. અમુક કામ કરવાથી માણસ ઉપર તેની કેવી અસર થાય છે એ પરથી આપણે કહી શકીએ કે તે તેને યોગ્ય સ્થાને છે કે નહિ. પરંતુ જ્યારે આપણે 'વરુ ટોળાં' પદ્ધતિમાં કામ કરનાર માણસો તરફ જોઈએ છીએ ત્યારે શું માલૂમ પડે છે? કામ કરવાની તેમની પ્રગતિ થાય છે? બિલકુલ નહિ. ઊલટું, કામ કરવામાં પુરુષ અને સ્ત્રીઓની સારી જીવનશક્તિ જ માર્યી જાય છે. કારણ સ્પષ્ટ છે. તેમની મહેનતનો ફાયદો ઉઠાવનાર કોઈક બીજો છે. આપણે આગળ

જોયું તેમ એવા બેહાબાઉ લોકો માનસિક રોગોથી ઘેરાયેલા હોય છે. એથી સાબિત થાય છે કે તેમની ઉત્પાદનની પદ્ધતિ અકુદરતી છે અને તેને અંતે પડતી અને નાશ જ છે.

ત્યારે આપણને સવાલ થાય છે કે જીવનમાં આટલી બધી ધમાલ શેને માટે કરવામાં આવે છે? 'વરુ ટોળાં' પદ્ધતિ જીવનનું ધોરણ ઊંચું કરવામાં માને છે. એનો અર્થ પોતાનો માલ વેચવા માટેનાં બજારો વધારવાના પ્રયાસ સિવાય બીજો શો હોઈ શકે? જીવનનું ધોરણ ઊંચું કરવાનો અર્થ જીવનની જરૂરિયાતો વધારવાનો હોય તો તેમ કરવાથી કોઈને સુખ કે વૈતરામાંથી મુક્તિ પ્રાપ્ત થયાં છે? જમીન પર શેતરંજીઓ બિછાવેલા અને પુષ્કળ ફર્નિચરવાળા મહેલોમાં રહેતી અને જીવનનું ધોરણ ઊંચું રાખતી ઇંગ્લંડની મજૂર બાઈ, લીંપણવાળા ઝૂંપડામાં રહેતી અને સૂવા માટે એકાદ ખાટલો રાખતી હિંદુસ્તાનની મજૂર બાઈ કરતાં રોજના વૈતરામાંથી વધારે મુક્તિ પામી છે? ઊલટું અંગ્રેજ મજૂર બાઈનું રોજનું વૈતરું વધ્યું છે, કેમકે તેને શેતરંજીઓને દરરોજ સાફ કરવી પડે છે, પ્યાલા રકાબીઓ ધોવાં ને લૂછવાં પડે છે. ફર્નિચર તથા કાચની બારીઓને ઝાડઝૂડ તથા પૉલિશ કરવાં પડે છે અને પોતાનાં કપડાંને ધોઈને ઇસ્તરી કરવી પડે છે. આમાં એનું રોજનું વૈતરું ઓછું ક્યાં થયું? એમાં એનું સુખ કઈ રીતે વધ્યું? હા, તેના જીવનના એ ઊંચા ધોરણે એક વસ્તુ અવશ્ય કરી છે. તેણે પૂંજીવાદીઓએ ઉત્પન્ન કરેલા માલને ગ્રાહક પૂરાં પાડ્યાં છે. એ ઊંચા ધોરણને કારણે મકાનનો સામાન અને ફર્નિચર, શેતરંજીઓ, સાફ કરવાનાં ખાસ સાધનો વગેરે વસ્તુઓ વધારે પ્રમાણમાં વેચાવા લાગી છે. ત્યારે આ 'વરુ ટોળાં' પદ્ધતિમાં વસ્તુઓનો ઉપભોગ કરવો એ પણ રોજનું વધારે વૈતરું વહોરી લેવા જેવું નથી? આપણી પાસે જેમ વસ્તુઓ વધારે એકઠી થતી જાય તેમ આપણી ગુલામી વધતી જ જાય છે. જીવનનું ધોરણ ઊંચું કરવાની ભલામણ કરનારે યાદ રાખવું જોઈએ કે તે પૂંજીવાદીઓનો માલ વેચનાર એક આડતિયો બને છે. આ પદ્ધતિમાં આપણે એવું કૃત્રિમ જીવન જીવીએ છીએ કે કુદરતી પરિસ્થિતિથી બહુ જ વેગળા પડી જઈએ છીએ અને તેથી ભૂંરાગુઓના સહેજે ભોગ થઈ પડીએ છીએ.

૫

**સ્ત્રીઓનું સ્થાન**

પુરુષમાં નવાં નવાં કામો ઉપાડવાની સૂઝ તથા સાહસિકતાનો અંશ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. જ્યારે સ્ત્રીઓ સ્વભાવથી જ વધારે સ્થિતિચુસ્ત અને પ્રથાપ્રિય હોય છે. સામાન્ય દષ્ટિએ, પુરુષ પરલક્ષી છે અને સ્ત્રી આત્મલક્ષી. બીજી ઉપમા આપવી હોય તો પુરુષને 'વરુ ટોળાં'નું પ્રાણી કહી શકાય, અને સ્ત્રીને 'ઘેટાં ટોળાં'નું; અને તેથી કરીને બન્નેમાં પોતપોતાનાં ટોળાંની ખાસિયતો જોવામાં આવે છે. આપણે જોઈ ગયા કે 'ઘેટાં ટોળાં'ના પુરુષો પોતાના આગેવાનોના કહ્યા પ્રમાણે સમૂહમાં કામ સહેજે કરતા નથી. સ્ત્રીઓને તો સમૂહમાં કામ કરવાનું પુરુષથીયે વધારે મુશ્કેલ લાગે છે. 'ઘેટાં ટોળાં'ની મનોદશાને કારણે સ્ત્રીઓ બહુ પ્રથાપ્રિય હોય છે અને પુરુષો કરતાં સ્ત્રીઓ ઉપર ધર્મ અને સામાજિક રિવાજોની અસર વધારે થાય છે. એ જ પ્રમાણે, પૂર્વના પુરુષો પશ્ચિમના પુરુષો કરતાં વધારે ધાર્મિક તથા પ્રથા અને સામાજિક નિયંત્રણને ઝટઝટ તાબે થનારા ગણાય છે, કેમકે 'વરુ ટોળાં' કરતાં 'ઘેટાં ટોળાં' કાયદાને વધારે માન આપનારાં હોય છે. 'વરુ ટોળાં'માં પણ પુરુષો કરતાં સ્ત્રીઓ ઓછી સ્વાર્થી હોય છે કેમકે તેમનો પ્રેમ આખા કુટુંબમાં વહેંચાયેલો રહે છે.

એટલા જ માટે 'વરુ ટોળાં'ની ખાસિયતોની જરૂર પડે એવી બધી પ્રવૃત્તિઓની હિંમતથી અને સાહસિકપણે આગેવાની લેવાને પુરુષ વધારે યોગ્ય ગણાય છે.

હાલની ઉત્પાદન પદ્ધતિ કુદરત તરફથી સ્ત્રીને મળેલા સ્થાનની અવગણના કરે છે. એક વસ્તુ તો બધા જ કબૂલ કરશે કે પોતાના સ્વાભાવિક બંધારણથી જ સ્ત્રીઓ રાષ્ટ્રની સભ્યતાની રખેવાળ હોય છે અને વર્તમાન જમાનાની સાધનાઓને ભવિષ્યકાળને સોંપે છે. પ્રાથમિક દશાના સમયમાં પુરુષ વસ્તુઓ લાવી આપતો અને સ્ત્રીઓ તેની વ્યવસ્થા ને સાચવણી કરતી. પુરુષ અનાજ અને ઈંધણ લાવી આપતો તો સ્ત્રી રાંધતી. સ્ત્રીને ઘરની જરૂર પડતી તો પુરુષ વાંસ, લાકડાં, માટી ઇ. પૂરાં પાડતો. અર્થશાસ્ત્રની ભાષામાં કહીએ તો સ્ત્રી જરૂરિયાતો ઊભી કરતી ને પુરુષ તેમને પૂરી પાડતો. 'ઘેટાં ટોળાં' પદ્ધતિનો જેમ વિકાસ થતો

ગયો તેમ ઉત્પાદન ઉપર મુકાતા સામાજિક નિયંત્રણમાં સ્ત્રીને સ્થાન મળવા લાગ્યું અને એ રીતે વ્યવહારના નિયમો અને સામાજિક નિયંત્રણની વ્યવસ્થા કરવામાં આવી. આજે પણ હિન્દુસ્તાનમાં આપણે જોઈએ છીએ કે સ્ત્રીઓ અસંસ્કારિતા, અજ્ઞાન અને વહેમથી ભરેલી થઈ ગઈ છે છતાં રાષ્ટ્રના દૈનિક જીવનમાં હજી તેઓ મોટો ભાગ ભજવે છે. પુરુષ વિચારમાં અને સંસ્કારિતામાં ગમે તેટલો આગળ વધેલો હોય પણ ઘરમાં તો તેની અજ્ઞાન અને વહેમી ગણાતી સ્ત્રીનું જ ચલણ હોય છે, અને પત્ની કે માની વિરુદ્ધ જવાની પુરુષ હિંમત પણ કરતો નથી. મોટે ભાગે આ જ કારણને લઈને જો કે હિન્દુસ્તાનના ઘણાય પુરુષો જીવનના આધુનિક ખ્યાલો પ્રાપ્ત કરેલા હોવા છતાં તેમનાં ઘર ઘણી વાર અસ્વચ્છ અને અનારોગ્ય સ્થિતિમાં જોવામાં આવે છે. જ્યાં સુધી સ્ત્રીને પુરુષના જેટલી સંસ્કારિતા આવશે નહિ ત્યાં સુધી બન્ને વચ્ચે મેળ જામશે નહિ અને એ તો સ્પષ્ટ છે કે સામાજિક જીવન સ્ત્રીના વિકાસને અનુસરીને જ આગળ વધવાનું. સ્ત્રીઓની સંમતિ સિવાય પુરુષોને માટે પોતાના વિચારોનો અમલ કરવો લગભગ અશક્ય જ છે. કુદરતે સ્ત્રીને પ્રેરણા જેવી કેટલીક શક્તિઓ બક્ષી છે જે પુરુષમાં છુપાઈને રહેલી હોય છે. એથી જ કરીને આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીઓનો ફાળો પુરુષ કરતાં ભિન્ન જ રહેવાનો, અને પુરુષ સાથે અથડામણમાં નહિ આવવાનો.

'વરુ ટોળાં' પદ્ધતિમાં આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીઓના સ્થાનની અવગણના કરવામાં આવતી. અધિકાર શક્તિવાળા વર્ગ તળે એની સ્થિતિ એક ગુલામ સ્ત્રીના જેવી થઈને રહેતી અને તેના કામુક આકર્ષણે સામ્રાજ્યો રચ્યાં છે ને ઉખેડયાં છે. આર્થિક શક્તિવાળા વર્ગ નીચે તે પુરુષના સામાજિક દરજ્જાનું એક પ્રતીક બની ગઈ. તેના પહેરવેશમાં અને રીતભાતમાં આખી દુનિયામાંથી વાનગીઓ એકઠી કરીને તે ભભકદાર જીવન ગુજારતી. તેનું મુખ્ય કાર્ય પોતાના પુરુષની આવકને યોગ્ય એવા સામાજિક અધિકારો જમાવવાનું જ હતું એમ દેખાતું. યંત્રના આગમનની સાથે તેનું વધારે અધઃપતન થયું અને વેપારીઓની માલ વેચવાની પ્રબળ યુક્તિઓમાં ફસાઈને તેણે મોટાં મોટાં યંત્રોમાં પેદા થયેલો માલ ખરીદવા માંડયો અને એ રીતે યંત્રના માલની જાહેરખબર કરનાર તે એક પૂતળી બની ગઈ. અથવા તે ગુલામીમાંથી મુક્ત થઈને કારખાનામાં કામ કરનાર મજૂર બની ગઈ, જ્યાં કારખાનદાર તેની પરિસ્થિતિનો લાભ ઉઠાવીને

એઓ પ્રકારે તેની પાસેથી કામ લેવા માંડ્યુ. ક્રમે સ્ત્રીઓ સત્તા પર આવતા સ્ત્રીઓને સમાન દરજ્જો મળ્યો પરંતુ 'વરુ ટોળા', પદ્ધતિ તજેના આર્થિક સંગઠનના આ બધા સ્વરૂપોમાં સ્ત્રીને તેનુ જરૂરિયાતો ઊભી કરવાનુ અને રાષ્ટ્રીય સભ્યતા સાચવવાનુ કુદરતે બક્ષેલુ સ્થાન મળ્યુ જ નહિ કારખાનદારો માલ પેદા કરે છે અને સ્ત્રીઓને તે વાપરવાની ભલામણ કરે છે અને સ્ત્રીઓ પણ તેમના ફાયદા-કમાઈને અને ફેશનોનુ અંધ અનુકરણ કરીને એ માલ વાપરની થઈ ગઈ છે આજે સ્ત્રીઓ સમાનતાનો ગમે તેટલો દાવો કરતી હોય તથા રાજકીય ક્ષેત્રમા સ્ત્રીઓના મતાધિકારનુ ગમે તે પરિણામ આવ્યુ હોય, પણ યંત્રનો માલ ખપાવના માટેના ઉત્તમ બજારો તરીકે તો તેઓ કાયમ જ રહી છે નફાના ઉદ્દેશે સ્ત્રીઓનુ સ્વાભાવિક સ્થાન પડાવી લીધુ અને અત્યારે નફો એ ઉત્પાદનની દિશા નક્કી કરે છે અને એ રીતે સ્ત્રીઓની માથી જવાબદારીનુ સ્થાન ભોગવે છે આર્થિક ક્ષેત્રમા પુરુષ તેના ભાગીદાર સાથી વિના એકલે હવે કામ કરી રહ્યો છે, અને સ્ત્રીએ પોતાની માગથી ઉત્પાદનની દિશા નક્કી કરવાનુ છોડી દીધુ છે આજે દુનિયામા જે ગેરવ્યવસ્થા જોવામા આવે છે તેનુ એક મોટુ કારણ સ્ત્રીઓએ આર્થિક ક્ષેત્રમા પોતાનુ સ્થાન છોડી દીધુ તે છે 'વરુ ટોળા' પદ્ધતિમા પણ નફાના ઉદ્દેશને પદભ્રષ્ટ કરીને સ્ત્રીઓ જ્યા સુધી પોતાનુ યોગ્ય સ્થાન મેળવશે નહિ ત્યા સુધી કુદરતી ઢબે ઉત્પાદન થવાની આશા રાખવી વ્યર્થ છે. છતા એક વખત સ્ત્રીઓએ પોતાનુ યોગ્ય સ્થાન મેળવ્યુ તો પછી ઉત્પાદનને યોગ્ય દિશામા રાખી શકાશે અને એથી મનુષ્યજાતનો વિકાસ અવશ્ય સધાશે

## આંતરરાષ્ટ્રીય કલહ

પ્રાથમિક દશાના જમાનામાં શિકાર, મચ્છી પકડવી અને મિલકતની વહેંચણી કરવી વગેરે પ્રસંગોને અંગે હિંસા થતી. વર્ગ-ટોળાંની પદ્ધતિમાં હિંસા એક અનિવાર્ય અંગ થઈ પડી છે. અધિકાર શક્તિવાળા વર્ગનો તો એ આધારભૂત પાયો જ છે કેમકે વ્યક્તિગત પ્રભુત્વ, પોતાનાં અધિકારોનો વિસ્તાર કરવો, અંગત મહત્ત્વાકાંક્ષાને પૂરી કરવી અથવા તો શત્રુ સાથેના વેરની વસૂલાત કરવી એ જ એ વર્ગનાં કર્તવ્યો રહે છે.

## કેન્દ્રીકરણ અને હિંસા

આર્થિક શક્તિવાળા વર્ગ તળે સત્તા અને પૈસો એ બન્ને મળી ગયાં અને સામ્રાજ્યવાદને જન્મ આપ્યો. સારો નફો મળે એવી રીતે મૂડીનું રોકાણ કરવા માટે તેમને દૂર દૂરના પ્રદેશોને કબજે કરવા અને સાચવી રાખવા માટે લશ્કરી બળનો ઉપયોગ કરવો પડતો. યંત્રયુગમાં તો ઉદ્યોગનાં સાધનોમાં રોકાતી ભારે મૂડીને કારણે થોડા સમયમાં વધારેમાં વધારે ઉત્પન્ન કરવાની આવશ્યકતા ઊભી થઈ, કેમકે યંત્રોને બેકાર પડી રહેવા દેવામાં આવે તો તેમનો ખર્ચ માથે પડે ને વસ્તુઓની કિંમત વધી જાય. એટલે જ એ ખર્ચનો બોજો વધારેમાં વધારે વસ્તુઓ પેદા કરીને વહેંચી નાખવામાં આવતો. તેથી બજારોની માંગનો ખ્યાલ ન કરતાં મોટા જથ્થામાં માલ ઉત્પન્ન કરવો એ ઉદ્યોગનાં ખર્ચાળ સાધનો પર રચાયેલી પદ્ધતિના સ્વભાવમાં જ રહેલી વસ્તુ છે.

આ ઉપરાંત, વ્યક્તિગત અંકુશ અને અબાધિત વ્યાપારના સિદ્ધાંતોનો અમલ કરવામાં આવે તો પ્રાતસ્પર્ધાને કારણે બજારોનો ખ્યાલ કર્યા સિવાય જ ઉત્પાદન થયા કરે છે. અને એ રીતે ઉત્પન્ન થયેલા માલને માટે બજારો તો ખોળવાં જ રહ્યાં. વળી ઉત્પાદકને કાયમ કાચો માલ મળ્યા કરે એ હેતુથી દૂરના કાચા માલના પ્રદેશો ઉપર કાબૂ મેળવવાની પણ જરૂર ઊભી થાય છે. શ્રમવિભાગને અંતિમ હદ સુધી લઈ જવામાં આવે છે. ઉદ્યોગપ્રધાન રાષ્ટ્રની હસ્તીનો આધાર જ કાચો માલ તથા તૈયાર માલનાં બજારો મળવા ઉપર રહે છે. આ બન્ને વસ્તુઓ ઉપર કાબૂ મેળવવામાં કલહો ઊભા થાય છે. વળી આ કારણે બજારો

ઊભા કરવાં અને સાચવી રાખવાં અનિવાર્ય થઈ પડે છે અને તે બીજી
પ્રજાઓને જબરદસ્તીથી દબાવ્યા સિવાય થઈ શકે તેમ નથી. એ રીતે
મેળવેલાં કાચા માલનાં મથકો કે તૈયાર માલનાં બજારોમાં કોઈ જાતની
ડખલ કરનારની સ્થિતિ ભૂખ્યા કૂતરાના મોઢામાંથી હાડકાનો ટુકડો
પડાવનારના જેવી થઈ પડે છે. એટલે કે એવી જાતની ડખલોમાંથી
હિંસા પ્રગટે છે. મજૂર સંગઠનનાં ધોરણો તથા ઉત્પાદનમાં પણ
આખી સત્તા અંકુશ અને યોજના એ થોડી જ વ્યક્તિઓના હાથમાં
રહેતી હોવાથી એ યોજનાઓનો ઠીક અમલ કરાવવા માટે સત્તાનું
પીઠબળ ઘણા પ્રમાણમાં વાપરવું પડે છે. કામની પ્રેરણા જ અંદરથી ન
આવતાં બહારથી મળે છે, અને એ પ્રેરણા અકુદરતી હોવાથી બળાત્કાર
અને હિંસાની આવશ્યકતા રહે છે. નિમંત્રણ પણ સત્તાને બળે જ
કરવામાં આવે છે ને વળી આખી પદ્ધતિ જ વ્યક્તિવાદી અને પૂંજીવાદી
ઉત્પાદનના ધોરણ ઉપર રચાયેલી હોવાથી ગમે તે ક્ષણે તેનું 'વરુ ટોળાં'ની
કોઈ પણ પદ્ધતિમાં રૂપાંતર થઈ શકે એવું છે. તેથી જ એ પદ્ધતિ વધારે
શસ્ત્રસજ્જ રાષ્ટ્રોની આંખમાં આવી છે અને પોતાના રક્ષણ માટે તેને
મોટાં મોટાં લશ્કરો નભાવવાં પડે છે.

આ જ કારણોને લઈને પશ્ચિમનાં રાષ્ટ્રો પોતાનો કારભાર શાંતિ-
પૂર્વક ચલાવી શકતાં નથી. અત્યારે જે યુદ્ધો અને આંતરરાષ્ટ્રીય ઝઘડાઓ
જોવામાં આવે છે તેનાં મૂળિયાં 'વરુ ટોળાં'ની ઉત્પાદન પદ્ધતિમાં રહેલાં
છે અને એ પરિસ્થિતિ ચાલુ રહેશે ત્યાં સુધી યુદ્ધ અનિવાર્ય છે. ત્યાં સુધી
રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ગમે તેટલા શુભ આશયથી કરવામાં આવેલી સંધિઓ
પણ રાષ્ટ્રોને નિઃશસ્ત્ર કરવામાં મદદરૂપ થવાની નથી. લીગ ઑફ નેશન્સના
દગાવો કેવા વંધ્ય નીવડે છે તે આપણે જાણીએ છીએ. વાસ્તવમાં તો આ
લીગ વરુઓનું ટોળું જ બની ગયું છે અને જ્યાં સુધી આજના આર્થિક
સંગઠનના ધોરણ ઉપર જ આંતરરાષ્ટ્રીય સંબંધો બંધાયેલા રહેશે ત્યાં સુધી
તેમાં સુધારાને અવકાશ નથી. આપણે પણ જો આર્થિક સંગઠનની આવી
પદ્ધતિઓનું અનુકરણ કરીશું તો તે પદ્ધતિઓનાં પરિણામોથી મુક્ત રહેવું
લગભગ અશક્ય બનશે. દુર્ભાગ્યે જાપાન 'ઘેટાં ટોળાં' સંગઠનમાંથી
ખસી ગયું છે અને પૂરેપૂરું 'વરુ ટોળાં'નું પ્રાણી બની ગયું છે. એટલે
કે તે પશ્ચિમના કોઈ પણ રાષ્ટ્રના જેવું જ હુમલાખોર અને સામ્રાજ્યવાદી
બની ગયું છે. તલવારખોરનું મોત તલવારથી જ થાય છે. ત્યારે આપણે

કયા આદર્શોને સેવીશું? પશ્ચિમની ઉત્પાદન પદ્ધતિઓ પાછળ રહેલા આદર્શોને કે પછી એક નવી જ પદ્ધતિનો આવિષ્કાર કરીશું, જે 'વરુ ટોળાં' પદ્ધતિથી તદ્દન નિરાળી હોય અને 'ઘેટાં ટોળાં' પદ્ધતિનું આર્થિક સંગઠન ઉપજાવનાર તથા આપણી સંસ્કૃતિને અનુકૂળ હોય? એમ કરવામાં જૂના જમાનાને અનુકૂળ પણ આજે બંધબેસતા ન આવે એવા બધા જ નિયમો અને નિયંત્રણોનું અક્ષરશઃ પાલન કરવાની આપણને જરૂર નહિ પડે. પણ ઊલટું, આપણે વ્યક્તિગત લોભને અંકુશમાં રાખનાર, જરૂરિયાતો પ્રમાણે ઉત્પાદન વધારનાર તથા લોકોની જરૂરિયાતોને અનુલક્ષીને જ ઉત્પાદન અને વેચાણ કરનાર એવું એક નવું જ સંગઠન ઊભું કરી શકીશું.

આજે દુનિયાની શી સ્થિતિ છે? તેમાં હિંસાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. શસ્ત્રમર્યાદા, તટસ્થતા તથા સુલેહશાંતિને નામે રાષ્ટ્રો એક બીજા સામે દાંત કચકચી રહ્યાં છે ને ઘૂરકી રહ્યાં છે. ભાઈચારા ને નામે થતા દરેક પ્રયાસમાં તિરસ્કાર અને શત્રુતા ભરેલાં હોય છે, દુર્બળ રાષ્ટ્રોના સંરક્ષણની બધી વાતો સ્વાર્થ લોભ કે છળ્યાં મૂલક જ હોય છે. પછાત રાષ્ટ્રોને કેળવીને સભ્ય બનાવવાની પાછળ સામ્રાજ્યવાદી ઉદ્દેશ જ હોય છે. ટૂંકમાં આજે દુનિયા પર સંખ્યાબંધ વરુઓનાં ટોળાં શિકારની શોધમાં ભમી રહ્યાં છે.

આપણે જોઈ ગયા કે મૂંગાં પ્રાણીઓની પ્રવૃત્તિઓ બધી ખોરાકની શોધને અંગે હોય છે અને એ બધી મહેનત કરાવનાર તત્ત્વ એ તેમની ભૂખ છે. વાવ્યા સિવાય તેઓ લણે છે, મહેનત કર્યા સિવાય ખાય છે. અને તેથી જેમ ખોરાક મળવાનું ઓછું થતું જાય તેમ તેમનું ઘાતકીપણું વધતું જાય છે. અથવા આર્થિક પરિભાષામાં કહીએ તો વસ્તુઓની માંગ જેમ જેમ તીવ્ર થતી જાય તેમ તેમ હિંસા ફેલાતી જાય છે, કેમકે વસ્તુઓ મર્યાદિત હોવાથી તે મેળવવા માટે તીવ્ર પ્રતિસ્પર્ધા થાય છે.

મનુષ્ય ભરવાડની કક્ષાએ આવતાં પણ તેની આ સ્થિતિ બહુ બદલાતી નથી. ભરવાડ પણ પશુઓની જેમ માંગ પ્રમાણે વસ્તુઓ ઉત્પન્ન કરી શકતો નહિ, પણ જંગલમાંથી સામગ્રી ભરપૂર એવા પ્રદેશમાં ભટકયા કરે છે અને તેના રસ્તામાં આડખીલી કરનાર સામે ક્રોધે ભરાય છે. તે લગભગ કંઈ જ ઉત્પાદન કરતો નથી અને કુદરતને લૂંટીને ઉપભોગ કરે છે. એની પ્રવૃત્તિઓનું પ્રેરક તત્ત્વ પણ ભૂખ જેવી આર્થિક

આવશ્યકતાઓ જ હોય છે. વળી તેને જોઈએ તેટલી વસ્તુઓ કુદરત પાસેથી હમેશા મળ્યા કરે છે એમ નથી અને તેથી તેવા પ્રસંગોમાં પ્રતિસ્પર્ધા અને હિંસા ઉદ્ભવે છે.

ભરવાડની કક્ષામાંથી કૃષિકારની કક્ષા પર આવતાં માણસે પ્રથમ વાર કુદરતને મદદ કરીને, એટલે કે પોતે ઉત્પાદન કરીને, આવશ્યકતાનુસાર વસ્તુઓ પેદા કરવા માંડી, અને એ રીતે તેણે ઉત્પાદન પર કાબૂ મેળવ્યો. વળી એમ કરીને તે પોતાની વધેલી જરૂરિયાતો જેવી કે ખોરાક, કપડાં, મકાન ઇ. પણ પૂરી કરી શક્યો. તેણે પોતાને જોઈતી ચીજો પેદા કરી ને ધરાઈને તેમનો ઉપભોગ કર્યો. આ કક્ષાએ માંગ અને ઉત્પાદન વચ્ચે મેળ જામવાથી પ્રતિસ્પર્ધા અંકુશિત બની. વસ્તુઓ, કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવાની બહુ ગરજ ન રહેતા, હિંસાનું તત્ત્વ પણ ઓછું થયુ. માંગ પ્રમાણે જ માલ પેદા કરવામાં આવતો અને તેમાંયે વળી કોઈ નિશ્ચિત જરૂરિયાતને બંધબેસતો જ માલ બનાવાતો. આને આપણે કુદરતી ઢબનુ આર્થિક સંગઠન કહી શકીએ. માણસને જોડા જોઈએ છે ને તેના પગને આવી રહે તેવા જોડા, મોચી બનાવી આપે છે. આ જ ક્રમે માંગને સંતોષે એવી રીતે માલ તૈયાર થવો જોઈએ. જેમ જેમ ગ્રાહકો વસ્તુઓની બનાવટમા આગ્રહ રાખે તેમ તેમ ઉત્પાદકની શક્તિ અને ચતુરાઈ વધે છે, અને એ રીતે એનુ વ્યક્તિત્વ અને બુદ્ધિચાતુર્ય ખીલવાથી પોતાના જમાનાની સભ્યતામાં કંઈક ફાળો આપી શકે છે. જ્યાં સુધી ઉત્પાદક સમયની સાથે આગળ ચાલી શકે અને ગ્રાહકોને સંતોષી શકે ત્યાં સુધી હિંસા સંભવે જ નહિ. દરેક જણ પોતાના બગીચાનાં ફળ ખાય છે, અને પોતાના ટાંકાનુ પાણી પીએ છે અને જગતમાં સુલેહ શાંતિ પ્રવર્તે છે.

'વરુ ટોળા' પદ્ધતિમાં ભરવાડની જેમ કુદરત ઉપર આધાર રાખવાનુ ભૂલી જવામાં આવે છે અને કૃષિકાર કુદરતને જે મદદ કરવા મથતો તેના પ્રયાસને અંતિમ હદ સુધી લઈ જઈ કુદરત પરના મનુષ્યના વિજયનો ઉત્સવ મનાવવામાં આવે છે. એમાં કુદરતી શક્તિઓ પાસેથી મનુષ્યના ઉપયોગ માટે કામ કઢાવવામા આવે છે. વળી પોતાની પ્રવૃત્તિઓમાં સહાયભૂત થાય એવી કેટલીય યુક્તિઓ માણસે શોધી કાઢી છે પણ તેમ કરવામા તે ભીંત ભૂલ્યો છે. જે યંત્ર માણસની સેવાને અર્થે શોધવામાં આવ્યુ તે યંત્ર જ માણસનો સ્વામી બની ગયુ ને પરિણામે, અસંખ્ય માણસોને તેણે ગુલામ બનાવી મૂક્યા માંગ કરતાં ઉત્પાદન ઘણે દરજ્જે

વધી ગયું. પ્રાથમિક જમાનામાં ઉત્પાદન વધારવા માટે પ્રયાસો કરવા પડતા. હવે ઉત્પાદન અતિ વધી જવાથી માંગ વધારવા માટે પ્રયાસો કરવા પડે છે. યંત્રો દ્વારા એકધારો માલ મોટા જથ્થામાં ઉત્પન્ન થાય છે પણ તેમ છતાં માંગને સાચી રીતે સંતોષે એવો માલ બનતો નથી. મુંબઈવાસીને બૂટ જોઈએ છે. ખરીદવા જતાં તેને નોર્ધમ્પટનના મોચીએ—જેણે ગ્રાહકને જોયો સરખો નથી—બનાવેલા બૂટ મળે છે. મોચી એકધારા બૂટ તૈયાર કર્યા કરે છે અને સહેજે મોટો જથ્થો ઊભો કરી શકે છે. ગ્રાહકોના ઓર્ડરની તે રાહ જોવા બેસતો નથી. એ તો ભઠ્ઠીમાં બનતા બિસ્કીટની માફક બનતી ત્વરાએ બૂટ બનાવ્યે જાય છે અને આખી દુનિયા પર પહોંચાડે છે. આમ બૂટની માંગના અંદાજના ખ્યાલ વિના બૂટ તૈયાર કરવામાં આવતા હોવાથી માંગ પેદા કરવા માટે મોચીને પ્રયાસ કરવા પડે છે. ઉઘાડે પગે ચાલતા ગમે તે દેશના અસલ વતનીઓને યુરોપના બૂટ પહેરાવીને સભ્ય બનાવવમાં આવે છે. આમાંથી હિંસા પ્રગટે છે. વળી લોખંડ જેવા ઉદ્યોગમાં તો પોતાનો માલ વેચવા માટે લાગવગવાળા સ્વાર્થી પૂંજીવાદીઓ રાજ્યતંત્ર ઉપર પણ ભારે અસર કરે છે. સરકાર પછાત દેશોને ખોળી કાઢે છે અને તેમને રેલવે, પુલ, વગેરે બાંધી આપે છે જ્યારે તેમનાં છોકરાં ભૂખે ટળવળતાં હોય છે અને અજ્ઞાનથી ભરપૂર હોય છે. આ બધો એકધારી રીતે ઉત્પન્ન થતો માલ પ્રમાણમાં ઓછા ખર્ચે મોટા જથ્થામાં પેદા કરી શકાય છે, માત્ર તેને બજારો મળવાં જોઈએ. અને તે મેળવવા જતાં હિંસા અનિવાર્ય બને છે. એથીયે ખરાબ ઉદાહરણ તો યુદ્ધસામગ્રી પેદા કરનારનું છે. સદ્ગત સર બેસિલ ઝહરોફની માફક તેઓ તો યુદ્ધનું વાતાવરણ ઇચ્છે છે, જેથી પોતાના માલનો ભાવ ખૂબ આવે. એવા ઉદ્યોગની સફળતાનો તો આત્મા જ હિંસા છે. ભૂતકાળમાં તો, જંગલી માણસ કે ભરવાડ ભૂખ જેવી પ્રાથમિક જરૂરિયાતો માટે અને સભ્ય બનેલા ફૂવિકારો જીવનની સગવડો મેળવવા માટે કોઈ પણ પ્રવૃત્તિ કરવા પ્રેરાતા. આ પ્રેરણા કુદરતી જ ગણાય. પણ અત્યારે તો અનુકરણ અને પ્રથા દ્વારા લોકોમાં ટેવ પાડીને માલ ખપાવવાના કૃત્રિમ પ્રયાસો કરવા પડે છે, જેથી વધારે પડતો ઉત્પન્ન થતો માલ ખપાવી શકાય. ખોરાક, વસ્ત્ર અને મકાન એ તો કુદરતી આવશ્યકતાઓ ગણાય, પણ તમાકુ, લિપ-સ્ટીક, ફેસ પાવડર ઇ. તો દેખાદેખી અને ટેવથી ઊભી થયેલી મોજશોખની વસ્તુઓ છે, ઘણી બાબ-

તુમાં તો ગ્રાહક માલ ખરીદવા માટે ઉદાસીન હોય તો પણ જાહેરખબરો અને એવા જ બીજા પ્રચાર દ્વારા તેને ખરીદવા લલચાવવામાં આવે છે. એ વસ્તુઓ ગ્રાહકને નિરુપયોગી હોય એટલું જ નહિ પણ ખાસ કામમાં ન આવે એવી કે નુકસાન કરનારી પણ હોય છે.

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે પહેલાં માલ ઓછો પડતો તે પૂરો કરવા માટે પ્રવૃત્તિઓ કરવામાં આવતી તે હવે અમુક જાતનો માલ વધારે ઉત્પન્ન થતો હોવાથી તેને વેચવા માટે પ્રયાસો કરવામાં આવે છે.

## ઉત્પાદન અને માંગ અને હિંસા

ઇતિહાસ શીખવે છે કે જ્યારે કોઈ પ્રજાની આવશ્યકતાઓ એટલી બધી વધી જાય છે કે તે સંતોષી જ ન શકાય, ત્યારે તે પ્રજાની સભ્યતા અને સંસ્કૃતિ મૃતપ્રાય થઈ જાય છે, આ પરિસ્થિતિ બે રીતે ઊભી થાય. એક તો અમેરિકાના રેડ ઇન્ડિયનોની માફક ઉત્પન્ન કરવાની તે પ્રજામાં શક્તિ જ ન હોય અથવા તો દરેક મોટા સામ્રાજ્યની પડતીના સમયમાં બને છે તેમ પ્રજાની અધોગતિ થઈ હોય. બીજા પ્રકારની પરિસ્થિતિમાં લૂંટ, મારફાડ કે તાબાની પ્રજા પાસેથી સીધી કે આડકતરી ચૂસમાંથી સત્તાધીશ પ્રજા પોતાની જરૂરિયાતો પૂરી પાડી લે છે. અને આ રીતે લૂંટના માલનો ઉપભોગ કરવા જીવનનાં ધોરણ કૃત્રિમ રીતે ઊંચાં કરવામાં આવે છે, એમાં કોઈ પણ જાતનુ ઉત્પાદન કર્યા સિવાય માત્ર ઉપભોગ કરવામાં આવે છે. આ રીતે ઊભી થયેલી સસ્કૃતિ કોઈ સધ્ધર પાયા ઉપર રચાયેલી ન હોવાથી થોડા જ સમયમાં નિર્મૂળ થઈ જાય છે. લૂટનો માલ વાપરવાથી લોકોનો વિકાસ થતો નથી, પણ ઊલટું પ્રજા નિર્વીર્ય બને છે. કોઈ પણ રાષ્ટ્ર જ્યાં સુધી પોતે કરેલા ઉત્પાદન ઉપર નિર્ભર રહે ત્યાં સુધી જ તે સમૃદ્ધ રહી શકે. વળી ઉત્પાદન અને માંગ વચ્ચે સુમેળ જળવાતો હોય તો જ રાષ્ટ્રની સભ્યતાની દૃષ્ટિએ પણ ઉન્નતિ થઈ શકે છે. હિન્દુસ્તાન, ચીન અને ઇજિપ્ત એ દેશોમાં કૃષિ સંસ્કૃતિના સમયમાં જ ત્યાંની સભ્યતા ઉન્નતિને શિખરે પહોંચી હતી. પશ્ચિમમાં વિક્ટોરિયાના જમાનામાં ઉદ્યોગવાદે એક તાત્કાલિક સભ્યતા ઊભી કરી ખરી, પણ તે પછી થોડા જ સમયમાં આવશ્યકતા કરતાં ઉત્પાદન ખૂબ વધી ગયું અને આજે આપણે જોઈએ છીએ તેમ દુનિયાને અશાંતિ અને

નિરાશામાં ધકેલી મૂકી આજે આપણે વસ્તુઓની જાનકારી અને વિજ્ઞાનની ઉન્નતિ માટે ભલે મગરૂર બનીએ પણ એ કંઈ સાચી સભ્યતા નથી, આજના ધાંધલિયા જીવનમાંથી સભ્યતા પેદા જ થઈ શકે એમ નથી. આજે આરામનો વખત જ મળતો નથી. આપણે આવશ્યકતા અને ઉત્પાદનનો કુદરતી રીતે જ મેળે મેળવવો જોઈએ. તેમ નહિ થાય ત્યાં સુધી જગત હિસાબમય જ રહેવાનુ. આજે તો આપણે બહુ અસ્તવ્યસ્ત દશામાં છીએ અને આપણી સંસ્કૃતિ ગમે ત્યારે ભૂસાઈ જવાનો સંભવ રહે છે

ગ્રાહકો ઊભા કરવાના કૃત્રિમ ઉપાયોને આપણે રોકવા જ જોઈએ એમ કરવાથી સામ્રાજ્યવાદના મૂળમાં જ ઘા થશે. દરેક રાષ્ટ્રે પોતાનું સંજોગોને અનુકૂળ એવી સંસ્કૃતિ વિકસાવવી પડશે, અને 'પછાત' રાષ્ટ્રને 'સભ્ય' બનાવવા માટેની બહારની ડખલને તિલાંજલિ આપવી પડશે. ઉત્પાદનમાં લોભના તત્ત્વ ઉપર અંકુશ મૂકવો પડશે તથા દુર્બળોને રક્ષણ મળે એ રીતે દરેક વ્યક્તિની ઉત્પાદનશક્તિ મર્યાદિત કરવી પડશે. મૂડીવાદમાં બીજી બધી ગણતરીઓ કરતાં નફાના ઉદ્દેશને છૂટો દોર મૂકવામાં આવે છે. તાત્કાલિક ફાયદાની દૃષ્ટિએ તથા થોડા જ માણસો પાસે બધો નફો એકઠો થાય એ રીતે ઉત્પાદન કરવામાં આવે છે. પરિણામે, આવશ્યકતાઓની કમી, મોજશોખની ચીજોનુ અતિ ઉત્પાદન અને ધનની વિષમ વહેંચણી જોવામા આવે છે તથા યંત્રોને ટકાવી રાખવા માટે સામાન્ય જનતાને હાડપિંજર બનાવી દેવામાં આવે છે. આમાંથી વર્ગજાગૃતિ પેદા થવા પામી ને મૂડીપતિઓ તથા શ્રમજીવીઓ વચ્ચે ઝઘડા ઊભા થવા લાગ્યા. એથી ઊલટું, સોવિયેટ રશિયાએ નફાના ઉદ્દેશને કાઢી નાખ્યો છે પણ વર્ગદ્રોહ તીવ્ર કરી મૂક્યો છે. મૂડીવાદમાં ધન થોડા માણસોના હાથમાં એકત્રિત થાય છે, પણ કમ્યુનિઝમમાં તો એથીયે વધારે અનિષ્ટ તત્ત્વ એ છે કે એમાં પોતાની યોજનાનો અમલ કરવા માટે વધારે એકહથ્થુ સત્તાનો ઉપયોગ કરવો પડે છે. કોઈ પણ સભ્યતાને ખીલવવી હોય તો સમાજની દરેક વ્યક્તિને પોતાની સૂઝ પ્રમાણે કાર્ય કરવાની છૂટ હોવી જોઈએ, જ્યારે કમ્યુનિઝમમાં એ છૂટનો સદંતર અભાવ જોવામા આવે છે. આપણો ઉદ્દેશ એકધારા માણસો પેદા કરવાનો ન હોવો જોઈએ, પણ ગમે તેટલા દોષો અને ઊણપોથી ભરેલા હોય તો પણ દરેકનું વ્યક્તિત્વ ખીલવવાનો હોવો જોઈએ. કેમકે વ્યક્તિત્વને ભોગે કે વર્ગદ્રોહ દ્વારા માણસને ગમે તેટલુ પાર્થિવ સુખ પ્રાપ્ત થાય તેની તેને કશી કિંમત નથી હોતી.

માંગ સિવાય માલ ઉત્પન્ન કર્યે જવાથી પરિસ્થિતિ બહુ વિષમ થવા પામી છે. વધારાના માલ માટે બજારો ઊભાં કરવાં પડે છે. પહેલાં કદી નહિ અનુભવેલી એવી તીવ્ર પ્રતિસ્પર્ધા જોવામાં આવે છે. ગ્રાહકો મેળવવા માટે 'પછાત' રાષ્ટ્રોને 'સભ્ય' બનાવવાની આવશ્યકતા ઊભી થઈ છે. પછાત રાષ્ટ્રોને સભ્ય બનાવીને બજારો કબજે કરવાની આતુરતાને લઈને બધા ઉદ્યોગવાદી રાષ્ટ્રો વચ્ચે ઈર્ષ્યા ઊભી થાય છે એટલું જ નહિ, પણ આક્રમિત રાષ્ટ્ર પણ પ્રતિકાર કરવા મથે છે જેને દબાવી દેવા માટે આક્રમક દેશો પોતાના બથાબંધ ઉત્પાદનના પ્રમાણમાં જ શસ્ત્રાસ્ત્રથી સજ્જ બને છે આમ કેન્દ્રિત સ્વરૂપમાં જથ્થાબંધ માલ ઉત્પન્ન કરવો એ જ સર્વે અનિષ્ટોનું મૂળ છે. આવી ધમાલમાં સાચી સભ્યતાને સ્થાન હોઈ શકે નહિ કેમકે લોકોનો બધો પુરુષાર્થ જ હિંસા કે તેનો પ્રતિકાર કરવામાં રહે છે.

# ભાગ ત્રીજો

## ઉપાય

### ૭

**ઉદ્યોગવાદ**

ભૂતકાળમાં કૃષિની સાથે સાથે એને પૂરક થાય એવા ઘણા મદદગાર ધંધાઓ ચાલ્યા કરતા હતા. અને ઘણા ધંધામાં તો કારીગરોને કૃષિકારો પાસેથી માત્ર અનાજ વગેરે મળતું. એમ પણ કહી શકાય કે ગામડાંમાં જે ઉદ્યોગો ચાલતા તે કૃષિકારોને ઉપયોગી ચીજો જેવી કે ઓજાર ઇ. પૂરી પાડવા માટે જ ચાલતા.

સંસ્કૃતિ આગળ વધતાં લોકોની રોજની જરૂરિયાતો વધવા લાગી. લોકોને માલ વધારે સારો ને જાતજાતનો ગમવા લાગ્યો. લોકોની એ બધી વધતી જતી જરૂરિયાતો કારીગરો પોતાની ઢબે સૈકાઓથી પૂરી પાડતા આવ્યા છે. કારીગરોને માલ પેદા કરવા માટે ઓજારો સિવાય બીજી ઝાઝી મૂડીની જરૂર પડતી નહિ. અને એ ઓજારો તો ઘણી વાર એ પોતે જ પરસ્પર બનાવી લેતા. ગ્રાહકો મેળવવાનો પ્રશ્ન ગૂંચવાયેલો બન્યો ન હતો. વ્યક્તિગત નફો બહુ ઓછો મળતો હોવાથી ધનનો ઢગ એક જગાએ ભેગો થવા પામતો નહિ. આ જાતના ઉદ્યોગ-ધંધાઓ નાના રહેવાથી અને દરેક વર્ગ પોતાના ઉદ્યોગને જ વળગી રહેતો હોવાથી કૃષિ પર બોજો પ્રમાણમાં ઓછો રહેતો.

હિન્દુસ્તાનની છિન્નભિન્નતા

પશ્ચિમમાં ઉદ્યોગવાદે ઘર કરતાં આ સ્થિતિ બદલાઈ ગઈ. પશ્ચિમે હિન્દુસ્તાનને પોતાના ઉદ્યોગો ખીલવવાનું એક સાધન અને પોતાનો માલ વેચવાનું એક બજાર બનાવી મૂક્યું. ઉદાહરણાર્થ, હિન્દુસ્તાનને ખરી જરૂર નહેરોની હોવા છતાં ઇંગ્લંડના લોખંડના ઉદ્યોગને ઉત્તેજન આપવા તથા રાજકીય દૃષ્ટિબિન્દુ સામે રાખીને નહેરોને બદલે રેલવે દાખલ કરવામાં આવી. આ નીતિને પરિણામે અહીંના બધા મદદગાર ઉદ્યોગો પડી ભાગ્યા ને એ રીતે બેકાર બનેલા કારીગરો કૃષિનો ધંધો કરવા લાગ્યા, જેથી જમીન પરનો બોજો વધી ગયો. એ બોજો ઓછો કરવો હોય તો ઘણા લોકોને પાછા એવા ધંધાઓએ વળગાડવા પડશે. વળી મેકોલેની શિક્ષણ-પદ્ધતિના મોહે ગામડાંમાંથી બુદ્ધિશાળી વર્ગને શહેરો તરફ ખેંચ્યો જેથી દરેક ધંધામાં એવા વર્ગ તરફથી મળતી સૂઝબુદ્ધિ, કલ્પના અને કળાનો અભાવ થયો, અને ગામડાં અંધારામાં રહીને જૂનીપુરાણી ઢબે પોતાના ધંધા કરતાં રહ્યાં.

પૂંજીવાદની અસરને લઈને લોકો એમ માનતા થઈ ગયા છે કે વસ્તુની બજારુ કિંમત એ જ મહત્ત્વની ચીજ છે. પૂંજીવાદનું ધ્યેય જ નફો હોવાથી જીવનમાં પૈસાની દૃષ્ટિએ થતી કિંમત ઉપર જ વધારે ભાર મૂકવામાં આવે છે. એથી ઊલટું, આપણા જૂના સંગઠનમાં વસ્તુઓની કિંમત જુદી જ દૃષ્ટિએ થતી. ધનપતિઓ અને રાજાઓ સાધુને પગે પડતા. વર્ણોનો ગુરુ બ્રાહ્મણ ગણાતો, વાણિયો નહિ. ક્ષત્રિય પણ બ્રાહ્મણ તરફ પૂજ્યભાવે જોતો. સામાન્ય અનુભવની દૃષ્ટિએ જોઈએ તો પણ જીવનમાં પૈસાને જ સર્વશ્રેષ્ઠ સ્થાન મળે છે એમ નહિ. સ્ત્રીઓની વાત લો. તેઓ જે ચીજો ખરીદે છે તે માત્ર સસ્તી જોઈને જ ખરીદે છે ? તેની પાસે એક બારીક પણ નકશીદાર મોંઘી રેશમી સાડી મૂકી હોય અને બીજી જાડી ટકાઉ

મનુષ્યને મધ્યમાં રાખીને જ વસ્તુઓના મૂલ્યની આંકણી કરતા, અને આજે પણ એ ભાવનાને સતેજ કરવી સાવ શક્ય વસ્તુ છે.

ગ્રામજીવનને પુનર્જીવિત કરવું હોય તો સૂઝબુદ્ધિ અને કલ્પનાશક્તિવાળા ઉચ્ચ કોટિના ભાવનાશાળી લોકોએ ગામડાંમાં બેસવું જ પડશે. અને ગામડાંના પ્રશ્નોનો ઉકેલ લાવવો જ પડશે. તેમ કરવામાં આધુનિક વૈજ્ઞાનિક શોધખોળોનો ઉપયોગ કરવો પડે તો તેમાં વાંધા જેવું કંઈ જ નથી. પણ તેમાં આજની આપણી સામાજિક પરિસ્થિતિનો કાયાપલટો કરવો પડશે. માત્ર જ્યાં ત્યાં થીંગડાં મારવામાં આવે તો તાત્કાલિક રાહત ભલે મળે પણ કાયમ ટકે એવો ઉપાય તો મનુષ્યના વિચાર અને આચારમાં થયેલા વિકાસને અનુલક્ષીને રચાયેલા નવા સંગઠન દ્વારા જ મળી શકે. પશ્ચિમની માફક મોટા જથ્થામાં ઉત્પાદન કરવાથી કશો દહાડો વળે એમ નથી. કેટલાક ઉદ્યોગોમાં એ પદ્ધતિ પ્રમાણે કામ કરવા જતાં તેમાં અસફળતા મળી ચૂકી છે. વણાટસાળનું ઉદાહરણ લો. હાથસાળને બદલે પાવરસાળ દાખલ કરવામાં આવે તો આપણી મુશ્કેલીઓ ઓછી થવા કરતાં ઊલટી અનેકગણી વધી જાય છે. આપણે માની લઈએ કે હાથસાળ કરતાં પાવરસાળ ચારગણું ઉત્પાદન કરે છે. વળી એમ પણ માની લો કે હાથસાળ પર વણનાર વણકર વરસમાં ૧૫૦ સાડીઓ વણે છે જે સામાન્ય રીતે લગ્નગાળામાં બધી વેચાઈ જાય છે. સાળની કિંમત લગભગ ૭૫ રૂપિયા ગણીએ અને સાડીની કિંમત સરેરાશ ૪ રૂપિયા ગણીએ તો વણકર લગભગ ૩૦૦ની મૂડીથી પોતાનો ધંધો ચલાવી શકે. હવે પાવરસાળ દાખલ થતાં જ વરસમાં ૬૦૦ સાડીઓ પેદા થવા માંડશે. પણ તે પ્રમાણમાં ગ્રાહકો એકાએક ચારગણાં થવાનાં નથી, કેમકે વણકરોના હિતની ખાતર લોકો વર્ષમાં ચાર લગ્નગાળા રાખવાના નથી. પરિણામ એ આવ્યું કે ગ્રાહકો લગભગ એટલા ને એટલા રહેવા છતાં તેને લગભગ રૂા. ૮૦૦ની સાળ અને રૂા. ૨૪૦૦ની મૂડી પોતાનો ધંધો ચલાવવા માટે રોકવી પડે છે. આમ રૂ. ૩૦૦ને બદલે હવે તેને લગભગ રૂ. ૩૦૦૦ રોકવા પડે છે, અને તેમ છતાં લગ્નગાળો આવતા સુધી તેની બધી મૂડી રોકાયેલી રહેશે. આમાંથી પ્રતિસ્પર્ધા અને ગમે તેમ કરીને માલ વેચવાના ભગીરથ પ્રયત્નો કરવામાં આવે છે અને બને તેટલાં બજારો કબજે કરવામાં આવે છે. વળી સામાન્ય રીતે હાથસાળ પર વણનાર વણકર પાસે પાવરસાળ વસાવવા જેટલી મૂડી પણ હોતી નથી. તેથી પાવરસાળ વસાવવા માટે કાં તો તે વાણિયાના

પંજામાં સપડાય છે અથવા તો વસાવીને થોડા સમયમાં વેચી દે છે. વણાટાલનું ઉત્પાદન ચારગણું વધ્યું પણ તેને પહોંચી વળવા વણકરની શક્તિ ચારગણી થોડી વધવાની હતી? પશ્ચિમની વ્યક્તિવાદી સંસ્કૃતિમાં લોકો આર્થિક પ્રવૃત્તિઓ માટે સમૂહો બાંધે છે, જ્યારે આપણી સંસ્કૃતિમાં તો સામાજિક સંગઠન અને દુર્બળોનું રક્ષણ કરવા માટે જ સમૂહો બાંધવામાં આવે છે. એટલે જ આપણે ઘણી વાર જોઈએ છીએ કે પશ્ચિમના લોકોએ સહકારના ધોરણે ઉત્પાદન કરવાની જે પદ્ધતિઓ દાખલ કરી છે તે આપણે ત્યાં કામ આપતી નથી, કેમકે અહીંનો મનુષ્યસમાજ જ જુદો છે.

સાળના ઉદાહરણમાં આપણે ગણાવી તેવી સ્થિતિ ચાલુ રહેવા પામે તો ધીરે ધીરે પ્રથમ હાથસાળના વણકર ને પછીથી પાવરસાળવાળા વણકર બેકાર થશે ને તેમનો આખો ઉદ્યોગ પૂંજીવાદીઓના હાથમાં જશે. પછી વણકરો માત્ર યંત્રોનો માલ વાપરતા થઈ જશે અથવા તો કારખાનાંનાં મજૂરો બની જશે. આમ મોટાં મોટાં કારખાનાંની પદ્ધતિએ કામ કરવાથી પશ્ચિમમાં જે અનિષ્ટો ઊભાં થયાં છે ને તેમાંથી જે હિંસા અને યુદ્ધ ફાટી નીકળે છે તે બધાં જ અનિષ્ટો આપણે પણ નોતરીશું.

### ઉત્પાદનની સાથે જ ધનની વહેંચણી

વળી પૂંજીવાદની પદ્ધતિએ મોટાં મોટાં કારખાનાં દ્વારા ઉત્પાદન કરવાથી બેકારીના પ્રશ્નનો ઉકેલ આવ્યો નથી. ઇગ્લંડ અને અમેરિકા જેવા કેટલાય જમાનાઓથી ઉદ્યોગવાદી બનેલા દેશોમાં પણ સખત બેકારીનો પ્રશ્ન ઊભો જ છે. અમેરિકામાં તો પરવશ થઈને, વિશાળ જમીન, મોટી મોટી નદીઓ ને ઊંચા પર્વતોથી હારી જઈને માણસને મોટાં મોટાં યંત્રોનો ઉપયોગ કરવો પડ્યો. એ કુદરતી મુસીબતોને પહોંચી વળવા માટે તેને માણસોને બદલે યંત્રો ઊભાં કરવાં પડ્યાં. એટલે ત્યાં, યંત્રોનો ઉપયોગ માત્ર મજૂરી બચાવવા પૂરતો હતો. પરંતુ આપણા દેશમાં, અને આપણા જેવા દરેક સુવ્યવસ્થિત દેશમાં તો મજૂરી એ જ ધનની વહેંચણી કરવાનું ઉત્તમમાં ઉત્તમ સાધન છે. માણસ પોતાના ધંધામાં મોટાં યંત્રોનો જેટલા પ્રમાણમાં ઉપયોગ કરે છે તેટલા પ્રમાણમાં તે બીજાઓને ભોગે પોતે વધારેપડતો ફાયદો ઉઠાવે છે, મજૂરીને ધન-વિભાજનના સાધન તરીકે આપણે માનતા હોઈએ તો પશ્ચિમની સંસ્કૃતિમાં જે જાતનાં ઉત્પાદનનાં યંત્રો પ્રચલિત થયાં છે તેનો આપણે સ્વીકાર કરી શકીએ નહિ. કેમકે એવાં યંત્રો ધનને વહેંચવાને બદલે થોડા જ

પ્રમાણે જ થાય છે. કામ સિવાય બીજી એવી કોઈ વસ્તુ નથી જે માણસને આત્મપરિચય કરાવે.

જે માણસ આખી જિંદગી બીજાના હુકમો ઉઠાવવાનું જ કામ કર્યા કરે છે તેનામાં જવાબદારીનું ભાન આવવું અશક્ય છે. સૂઝબુદ્ધિ વિના વ્યક્તિત્વનો જ વિકાસ થવો અશક્ય છે તો પછી તેમાંથી સભ્યતા તો કેળવાય જ ક્યાંથી? ઉત્પાદનની પદ્ધતિ જ જીવનનું એક અંગ બનવી જોઈએ અને તેમાંથી જ જીવન જીવવા યોગ્ય બનવું જોઈએ. કેન્દ્રિત ઉદ્યોગની પદ્ધતિમાં કામ કરવાથી માણસ આખો ચુસાઈ જાય છે. કામને તો આપણે આપણા ભણી ઊતરેલા નવજુવાનોને આગળ તાલીમ આપવાનું એક સાધન ગણવું જોઈએ. કામમાંથી જ ચારિત્ર્ય પણ ઘડાવું જોઈએ તેમ જ કેળવણી પણ મળવી જોઈએ. આટલું સાધી શકાય તો પશ્ચિમના લોકોના જેટલી સુખસામગ્રીઓ આપણી પાસે નહિ હોય તો પણ આપણે સામાન્ય રીતે વધારે સુખી હઈશું અને આપણા લોકોનાં ચારિત્ર્ય અને બુદ્ધિ વધારે ઊંચાં થયેલાં હશે. વળી સામાન્ય પ્રજા આગળ વધવાથી સમાજના આગેવાનો પણ તેમાંથી પૂરતા પ્રમાણમાં મળી રહેશે.

પૈસાને જ મધ્યબિન્દુ ગણીને યોજના કરવામાં વ્યક્તિઓના વિકાસ કરતા સુખસામગ્રી ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે. વળી એ યોજનાનો અમલ કરાવવા માટે હિંસાનો આશ્રય લેવો પડે છે. આમ આ પદ્ધતિ કૃત્રિમ હોવાથી કાયમ ટકી શકે નહિ.

સત્તા જ્યારે એકહથ્થુ બને છે ત્યારે માણસોની સૂઝબુદ્ધિ કુંઠિત બને છે અને તેમનો વિકાસ અટકી પડે છે. આ પદ્ધતિના સ્વાભાવિક પરિણામ રૂપે જ માણસો સુખસામગ્રી મેળવશે પણ સાથે સાથે ગુલામ પણ બનશે.

એક સામાન્ય સૂચના કરવામાં આવે છે કે 'વરુ પદ્ધતિ'માં પણ કામના કલાક મર્યાદિત કરી ફુરસદનો સમય આપવામાં આવે તો સભ્યતા કેળવવાની તકો મળી રહેશે. એમ થવું શક્ય છે? અમેરિકાના મજૂરો દિવસના માત્ર બે કલાક કામ કરતા હિન્દુસ્તાનના મજૂરોના જીવનનું ધોરણ સ્વીકારી લઈને ફુરસદનો ઉપયોગ સભ્યતા કેળવવામાં કરશે ખરા? મોટે ભાગે તો તેઓ આળસમાં વખત ગમાવશે અને નીતિભ્રષ્ટ થઈ પડતીને

[illegible]

સંભવ ઓછો રહેશે. આવી અકેન્દ્રિત વ્યવસ્થામાં હિંસાનો ભય પણ ઓછામાં ઓછો જ હશે.

## કામની મહત્તા

[ આ પ્રકરણમાં કામને અંગે જુદાંજુદાં પ્રકરણોમાં દર્શાવેલા છૂટાછવાયા વિચારોનું સંકલન કરવામાં આવ્યું છે. તેમ કરવામાં વિચારોનું પુનરાવર્તન થાય તો તેનું કારણ એ વિષયની મહત્તા છે એમ સમજવું. કેમકે આપણે જે નવી જાતનું આર્થિક સંગઠન ઊભું કરવા મથીએ છીએ તેનો પાયો જ કામનું ધોરણ છે. ]

આપણો ઉદ્દેશ વધારેમાં વધારે માણસોને કામ આપવાનો હોય તો તેથી શો અર્થ સરે છે એ પણ જોવું જોઈએ. ઘણાને કામ આપવામાં દયાભાવ રહેલો છે? કામ એ શાપરૂપ છે કે આશીર્વાદરૂપ? કામથી માણસને શો ફાયદો થાય છે?, કામ કરવાથી માણસનો વિકાસ થાય છે કે તે ઘસાઈ જાય છે? આ અને આવા મહત્ત્વના પ્રશ્નોનો આપણે વિચાર કરવો જોઈએ.

લોકોને પથ્ય અને ચોખ્ખો ખોરાક અને બીજી જરૂરિયાતની વસ્તુઓ પ્રામાણિકપણે પૂરી પાડવી એ એક ઉમદા કાર્ય છે, અને આજના ભેળસેળના જમાનામાં તો એ કાર્ય એક ઊંચા પ્રકારની સામાજિક સેવા પણ ગણાય. બેકારને કામ આપવું એ માનવજાતની સેવાનું જ કાર્ય છે. પણ આટલું કર્યે જીવન સાર્થક થયું ગણાય ખરું? કેમકે વસ્તુઓ પૂરી પાડવી એ જ જો કામનો ઉદ્દેશ હોય તો પછી એક ઠેકાણે જથાબંધ માલ પેદા કરવામાં શો વાંધો હોઈ શકે! કામને ખાતર કામ કરવામાં તો વેતરાને પ્રતિષ્ઠા આપવા જેવું બને છે. વૈતરાનું તત્ત્વ ઓછું કરી નાખવું જોઈએ. જે કોઈ માણસોને માત્ર વૈતરાં બનાવી મૂકે છે તે તેમનો વિનાશક નથી ત્યારે આપણે શું કહીશું ક્રીએ?

લૂંટણિયો પૂંજીવાદ

ઇગ્લન્ડના પૂંજીવાદીઓના આલેશાન બંગલાઓ, જોઈને ઘણા લોકો માની લે છે કે ઉદ્યોગવાદથી ગરીબીનો નાશ કરી શકાશે. ઉદ્યોગવાદ મોટા પાયા પર ચલાવવો હોય તો જબરદસ્ત પૂંજી જોઈએ. થોડાંક ખાંડનાં કે લોખંડનાં કારખાનાં ઊભાં કરવાની પૂંજી કદાચ મળી રહે પણ તેથી આખા રાષ્ટ્રનું ઔદ્યોગીકરણ થયું ન કહી શકાય. બ્રિટનને તો લૂંટમાંથી એ બધી પૂંજી મળી રહી. આપણા દેશમાંથી જે ધન ત્યાં પહોંચ્યું તેના વિના ઇગ્લન્ડનું ઔદ્યોગીકરણ અશક્ય જ હતું. લૂંટ વિના ઔદ્યોગીકરણ શક્ય જ નથી, કેમકે વ્યક્તિગત પ્રયત્નથી એક જિંદગીમાં એટલું ધન એકઠું થવું જ મુશ્કેલ છે. બ્રિટન હજી હિન્દુસ્તાનરૂપી માતાને ધાવતુ એક બાળક છે. બાળક હૃષ્ટપુષ્ટ બન્યુ છે તો તેનુ કારણ માતાનું પૌષ્ટિક દૂધ છે. બાળકનું એ ધાવણ છોડાવી દેવામાં આવશે અને તેને પોતાના પગ પર ઊભું રહેવું પડશે ત્યારે તેની શી દશા થશે? બીજાં રાષ્ટ્રોની સરખામણીમાં રશિયા હજી બાળક ગણાય અને તેની પાસે જમા કરેલી પૂંજી એકઠી થવા પામી છે તેનો તે કેટલોક વખત ઉપયોગ કરી શકશે. એ સિવાય આખા રાષ્ટ્રવ્યાપી ધોરણે ઔદ્યોગીકરણ ક્યાંય સ્થપાયું નથી. લૂંટ અને હિંસા વિના તેમ કરવું અશક્ય પણ છે.

આમ પૂંજીવાદ અને સામ્યવાદ એ બન્નેમાં હિંસા તથા એકહથ્થુ સત્તાને સ્થાન છે એટલું જ નહિ પણ તેની આવશ્યકતા પણ છે. ઉત્પાદન અને માંગનો સમન્વય કરવાની તેમની નિષ્ફળતા જોઈને જ આપણે એમ માનવું પડે છે કે ઉત્પાદન સામુહિક પાયા પર ન કરતાં વ્યક્તિગત ધોરણે કરવું જોઈએ. આ જાતની વ્યવસ્થાને લઈને અતિઉત્પાદનનો ઉકેલ આવી જશે. તેમાં સ્થાનિક આવશ્યકતાઓ પ્રમાણે જ ઉત્પાદન કરવું જોઈએ ને તે ઉપરાંતનો વધારાનો માલ દૂરના બજારોમાં મોકલવો જોઈએ.

આજની આર્થિક સંગઠનની પદ્ધતિ જોઈને આપણને જૂના જમાનાની સ્ટીમર યાદ આવે છે. એ સ્ટીમરોમાં ક્યાંક એક કાણુ પડયું તો આખી સ્ટીમર ડૂબતી. જ્યારે આજે તો સ્ટીમરની રચના કરવામાં એવી રીતે વિભાગો પાડવામાં આવે છે કે, તેનો એક ભાગ ભાંગેતૂટે તો પણ આખી સ્ટીમર ન ડૂબે. એ જ રીતે જો અતિઉત્પાદન અને બજારોનો કબજો એકહથ્થુ ન રાખવામાં આવે તો આખી વ્યવસ્થા તૂટી પડવાનો

સંભવ ઓછો રહેશે. આવી અકેન્દ્રિત વ્યવસ્થામાં હિંસાનો ભય પણ ઓછામાં ઓછો જ છે.

## કામની મહત્તા

[ આ પ્રકરણમાં કામને અંગે જુદાં જુદાં પ્રકરણોમાં દર્શાવેલા છૂટાછવાયા વિચારોનું સંકલન કરવામાં આવ્યું છે. તેમ કરવામાં વિચારોનુ પુનરાવર્તન થાય તો તેનું કારણ એ વિષયની મહત્તા છે એમ સમજવું. કેમકે આપણે જે નવી જાતનું આર્થિક સંગઠન ઊભું કરવા મથીએ છીએ તેનો પાયો જ કામનુ ધોરણ છે. ]

આપણો ઉદ્દેશ વધારેમાં વધારે માણસોને કામ આપવાનો હોય તો તેથી શો અર્થ સરે છે એ પણ જોવું જોઈએ. ઘણાને કામ આપવામાં દયાભાવ રહેલો છે ? કામ એ શાપરૂપ છે કે આશીર્વાદરૂપ ? કામથી માણસને શો ફાયદો થાય છે ? કામ કરવાથી માણસનો વિકાસ થાય છે કે તે ઘસાઈ જાય છે ? આ અને આવા મહત્ત્વના પ્રશ્નોનો આપણે વિચાર કરવો જોઈએ.

લોકોને પથ્ય અને ચોખ્ખો ખોરાક અને બીજી જરૂરિયાતની વસ્તુઓ પ્રામાણિકપણે પૂરી પાડવી એ એક ઉમદા કાર્ય છે, અને આજના ભેળસેળના જમાનામાં તો એ કાર્ય એક ઊંચા પ્રકારની સામાજિક સેવા પણ ગણાય. બેકારને કામ આપવું એ માનવજાતની સેવાનુ જ કાર્ય છે. પણ આટલું કર્યે જીવન સાર્થક થયુ ગણાય ખરુ ? કેમકે વસ્તુઓ પૂરી પાડવી એ જ જો કામનો ઉદ્દેશ હોય તો પછી એક ઠેકાણે જથાબંધ માલ પેદા કરવામાં શો વાંધો હોઈ શકે ? કામને ખાતર કામ કરવામાં તો વૈતરાને પ્રતિષ્ઠા આપવા જેવું બને છે. વૈતરાનું તત્ત્વ ઓછું કરી નાખવું જોઈએ. જે કોઈ માણસોને માત્ર વૈતરાં બનાવી મૂકે છે તે તેમનો હિતસાધક નથી ત્યારે આપણે શું ઇચ્છીએ છીએ ?

## કામ એ જ ધર્મ

પશુ અને માણસ વચ્ચે ભેદ પાડનાર જે વસ્તુઓ છે તેમાંની ધર્મ એક વસ્તુ છે. ધર્મનો અર્થ સામાન્ય રીતે લોકો વિધિપૂર્વક પૂજા સમજે છે. માણસ સાચી રીતે ધાર્મિક હોય તો તેના દરેક કાર્યમાં તેના સર્જન

કારની દિવ્યતા પ્રગટ થવી જોઈએ. પણ સામાન્ય રીતે ધર્મ મનુષ્યની જાગૃતાવસ્થાનો બહુ જ થોડો સમય રોકતો હોય એમ જોવામાં આવે છે. તેનો ઘણોખરો સમય કામમાં જ જાય છે. તેનો બધો વિચાર જ કામને અંગે હોય છે અને કામ એ જ તેનું જીવન બની જાય છે. તેથી જ વિધિપૂર્વકની પૂજા કરતાં જીવનમાં કામનું મહત્ત્વ ઘણું વધારે છે. એટલે આપણે એમ કહી શકીએ કે 'કામ એ ધર્મનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. માણસને કામ આપવાની ના પાડવી એ તેને પૂર્ણ મનુષ્ય થવાની ના પાડવા બરોબર છે. અથવા બીજી રીતે કહીએ, તો કામ આપવાની ના પાડવી અને મંદિરમાં પ્રવેશ કરવાની મનાઈ કરવી એ બન્ને સરખાં જ છે. આર્થિક દૃષ્ટિએ જોઈએ તો બેકાર લોકો સમાજમાં અસ્પૃશ્યોનું જ સ્થાન ભોગવે છે. બન્ને વસ્તુઓ માણસનું પતન કરે છે. બેકારી દૂર કરવી એટલે એક રીતે મંદિરનાં દ્વાર સર્વને માટે ખુલ્લાં કરવા જેવું છે.

ગાંધીજીએ હરિજન યાત્રાની પૂર્ણાહુતિ 'અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ સ્થાપીને કરી એ યોગ્ય જ કર્યું છે. વિધિપૂર્વક પૂજા કરવાની દરેકને તક અપાવાથી શરૂઆત કરી દરેકને કામના રૂપમાં ધર્મનું પ્રત્યક્ષ સ્વરૂપ દેખાડવાનો પ્રયત્ન કરીને એમણે પૂરું કર્યું.

કેટલાકને આ વસ્તુ તરંગી લાગશે છતાં શાંતપણે વિચાર કરવામા આવે તો જણાશે કે વ્યવહારુ દૃષ્ટિએ વિધિપૂજા કરતાં કામ સમાજમાં વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે. સિદ્ધાંત તરીકે ઈશ્વરપ્રેમ બતાવવો એ સહેલો છે પણ પોતાના પડોશીઓ સાથેના સંબંધમાં એ ઈશ્વરપ્રેમનો અમલ કરવો મુશ્કેલ છે. પહેલી વસ્તુ એ ધર્મની સામાન્ય માન્યતા થઈ જ્યારે બીજી કામનું સાચું મહત્ત્વ થયું, કેમકે મનુષ્યરૂપી પ્રત્યક્ષ પરમેશ્વર તરફ આપણે પ્રેમ ન બતાવી શકીએ તો પછી અપ્રત્યક્ષ કાલ્પનિક પરમેશ્વર તરફ શી રીતે બતાવી શકીશું?

આ દૃષ્ટિએ ઉપર કહ્યું તેમ વિધિપૂજા કરતાં કામ વધારે મહત્ત્વનું છે. પણ કામ તરફ હમેશાં પવિત્રતાની ભાવનાથી જોવામાં નથી આવતું.

**કામનાં સ્વરૂપ**

એરિસ્ટોટલની માન્યતા પ્રમાણે ગુલામી એ કુદરતી વસ્તુ ગણાતી. કામમાં માણસને પોતાનુ ચેતન રેડવાનો અવકાશ ન મળે તો કામ એ

વૈતરું બની જાય છે અને તેમાંથી ગુલામી પેદા થાય છે. એ માન્યતાને કારણે ગ્રીસ અને રોમની સંસ્કૃતિમાં કામ તરફ હીન દૃષ્ટિએ જોવામાં આવતું. જેટલે અંશે માણસ કામથી કે સખત મહેનતથી મુક્ત થતો તેટલે અંશે તેનો સામાજિક દરજ્જો વધી જતો. ગુલામોને તો વૈતરું કરવા માટે જ કુદરતે પેદા કર્યાં છે એમ મનાતું. આ આદર્શોને લઈને ત્યાંની સંસ્કૃતિઓ પડી ભાંગી. હજી પણ પશ્ચિમનાં આર્થિક સંગઠનોમાં કામ તરફ એ જ ભાવનાથી જોવામાં આવે છે.

આપણી દૈનિક પ્રવૃત્તિઓના આપણે ત્રણ ભાગ પાડી શકીએ.

(૧) કોઈના હુકમને અનુસરીને થતું કામ.
(૨) કામને ખાતર થતું કામ.
(૩) પોતે પસંદ કરેલા ઉદ્દેશને ખાતર થતું કામ.

પહેલા પ્રકારનું કામ એ ગુલામી છે અને તેનાથી માણસો નિસત્ત્વ બને છે. બીજા પ્રકારમાં શારીરિક વિકાસ કે આનંદ પ્રાપ્ત થાય છે જેવો કે રમતોમાં મળે છે, પણ મનુષ્યની સૂક્ષ્મ શક્તિઓનો વિકાસ થાય એવું સાચું કામ તો ત્રીજા પ્રકારનું જ છે.

વૈતરું એ સારી વસ્તુ હોય તો તો ગુલામી ઉત્તમ ગણાવી જોઈએ.
ત્યારે ગુલામીમાં ખૂરાઈ શી છે? ગુલામીથી સદ્બુદ્ધિ મારી જાય છે ને
તેથી વ્યક્તિત્વનો નાશ થાય છે. આમ માનસિક વિકાસનું
બીજ જ નાશ પામે છે, અને માત્ર વૈતરું કરવાનું રહી જાય છે.
એને યોગ્ય સ્થાને વૈતરું પણ ખરાબ નથી, પણ એકલું વૈતરું બોજારૂપ
છે. ખોરાક પચે એવી રીતે ખાવો હોય તો અમુક તત્ત્વમાલની સાથે
ફોતરાં કે કૂચા જેવો માલ પણ લેવો જરૂરનો છે. તે જ રીતે ઉત્તમ કામ
કરવું હોય તો ૯૫ ટકા તો વૈતરું જ કરવું જરૂરનું છે. પણ જેમ એકલાં
ફોતરાં ખાવાથી હોજરી બગડી જાય તેમ સદ્બુદ્ધિનો ઉપયોગ ન કરતાં
એકલું વૈતરું કરવામાં આવે તો દરેક જાતની પ્રગતિ અટકી પડે અને
સમાજનો નાશ થાય. ગુલામ તરીકે જે કામ કરવામાં આવે છે તે ખરી
રીતે કામ નથી પણ વૈતરું છે ને તેથી નાશકારક છે. એક જગાએ મોટા
જથ્થામાં માલ તૈયાર કરાવવાની પદ્ધતિને અનુસરીને આપણે આખી
જનતાને માત્ર વૈતરું કરવાનું સોંપીશું તો આપણે માટે પણ વિનાશ નક્કી છે.
ગુલામીની પ્રથામાં કોઈ તિરસ્કૃત વસ્તુ હોય તો તેમાં આંતરિક પ્રેરણા કે

ઐચ્છિક સહકાર ને બદલે બહારના હુકમો ઉઠાવવા પડે છે ત છે. આપણે જોયું કે એ પ્રથાને પરિણામે પડતી અને નાશ છે, અને તેથી તેમાં માણસોને પહોંચતું નુકસાન ધ્યાનમાં લેતાં એમ કહી શકાય કે ગુલામી એ મજૂરી કરાવવાનું અતિ ઉડાઉ સ્વરૂપ જ છે.

કામ અને સામાજિક દરજ્જો.

લૂંટફાટના જમાનામાં, પ્રામાણિક કામને હલકું ગણવામાં આવતું. જે માણસ ઓછામાં ઓછી મહેનતે વધારેમાં વધારે ફાયદો ઉઠાવે તે જ માણસ હોશિયાર ગણાતો. આ દૃષ્ટિબિન્દુને કારણે જ ચૂસણનીતિ ઊભી થવા પામી. વધારે બુદ્ધિવાળા લોકોએ ઓછી બુદ્ધિવાળા અને ભોળા લોકો પાસે કામ કરાવવા માંડયું. વળી એ જમાનામાં કામને ધન એકઠું કરવાનું સાધન ગણવામાં આવતું, અને પૈસાને જરૂરિયાતો પ્રાપ્ત કરવાના સાધન તરીકે ન ગણતાં બીજા માણસો ઉપર પ્રભુત્વ મેળવવાના સાધન તરીકે ગણવામાં આવતો. આવી મહત્ત્વાકાંક્ષાવાળાઓના હાથમાં ધનનું એકઠું થવું એ જોખમભરેલું છે કેમકે તેમાં દુર્બળોને ગુલામ બનવું પડે છે. હજામત માટે વપરાતા લોખંડના પાનાનો ઉપયોગ શત્રુને મારવા માટે ખંજર તરીકે પણ કરી શકાય, તેમજ ફળ કાપવા માટે છરી તરીકે પણ કરી શકાય, તે જ રીતે કામ એ માણસના હાથમાં એક ભયાનક હથિયાર પણ બની શકે છે અને વફાદાર સાધન પણ બની શકે છે. પશ્ચિમની ઉત્પાદનની પદ્ધતિમાં એકહથ્થુ સત્તા ઊભી થવા પામે છે એ જ એનો સચોટ પુરાવો છે કે કામની દિશા જ ઊલટી છે. એકહથ્થુ સત્તાનો ઉપયોગ લોકહિત માટે કરવામાં આવે કે લોકોને રંજાડવા માટે પણ તેથી પરિસ્થિતિમાં ઝાઝો ફરક પડી જતો નથી. કેમકે સાધન ખરાબ હોય તો સાધ્ય બગાડ હોવું જ જોઈએ. પૂંજીવાદ અને સામ્યવાદ એ બન્નેનો ઉદ્દેશ અથવા બન્નેનુ પરિણામ એકહથ્થુ સત્તા છે. પૂંજીવાદમાં સત્તા પૂંજીવાળાઓ પાસે એકઠી થાય છે, જ્યારે સામ્યવાદમાં રાજ્યતંત્ર ચલાવનાર થોડા માણસોના હાથમાં એકઠી થાય છે. આ સંજોગોમાં મજૂરો માત્ર કામ કરવાને જ સરજાયેલા ગણાય છે, માણસ કામને ખાતર છે એમ મનાય છે. ને પરિણામે ગુલામી જ આવે છે. મજૂર મહેનત કરે છે ને બીજો કોઈ તેની મહેનતનો ફાયદો ઉઠાવે છે. આવું કામ માણસને નિર્વીર્ય બનાવી મૂકે છે અને દિવસને અંતે માણસ લોથપોથ થઈ જાય છે. કહેવાતાં બધાં ઉદ્યોગવાદી રાષ્ટ્રોમાં આજે કામનો આ ઉપયોગ કરવામાં આવે છે.

મજૂર મૂક પ્રાણીની માફક કામ કર્યે જ જાય છે. તેની સદ્બુદ્ધિ મારા
નાખવામાં આવે છે અને તે માત્ર યંત્રનો એક હિસ્સો બની જાય છે.
સદ્બુદ્ધિનો ઉપયોગ કરવાની તક ન મળતાં કામમાં તેને કશો રસ
ઊપજતો નથી. તથા તેને જવાબદારીનું ભાન થતું નથી. તે વિચાર
કરવાનું જ માંડી વાળે છે અને જેમ જેમ તે એ પંજામાં વધારે સપડાતો
જાય છે તેમ તેમ તેને માટે છટકવું મુશ્કેલ બનતું જાય છે.

કામના બીજા સ્વરૂપ—કામને ખાતર કામ—ઉપર આપણે ઝાઝો વિચાર
કરવાની જરૂર નથી. અમુક અંશે એવા કામની જરૂર પણ છે. સુવ્યવસ્થિત
જીવનમાં રમતને સ્થાન જરૂર છે, પણ જ્યારે રમત એ જ જીવનનો મુખ્ય
ઉદ્દેશ બની જાય ત્યારે તે સારા હોશિયાર માણસને પણ નકામો કરી
મૂકે છે. પ્રાચીન ગ્રીસ અને રોમનો નીચલી કોટિનો સમાજ એ ગુલામ-
દશામાં હતો ને તેથી પશુઓની માફક નામશેષ થઈ ગયો. ઉપલી કોટિનો
સમાજ રમત અને એશઆરામ પાછળ ગાંડો થયો ને પરિણામે શારીરિક
દૃષ્ટિએ સુખી થવા છતાં છેવટે નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ તો તે
નાશ જ પામ્યો.

### કામ અને સભ્યતા

છેલ્લા પ્રકારના કામમાં જ આપણે પૂર્ણ મનુષ્યનો આવિર્ભાવ થતો
જોઈએ છીએ. મોટા મોટા આદર્શો વિષેના નિર્ણયોથી માણસનું ચારિત્ર્ય
નથી ઘડાતું પણ દૈનિક જીવનના નાના નાના પ્રશ્નોનો તેણે કેવી રીતે
ઉકેલ આણ્યો છે તે પરથી ઘડાય છે. માણસની જાગૃતાવસ્થાનો મોટો
ભાગ કામમાં પરોવાયેલો રહે છે અને કામને અંગેના તથા સંબંધમાં આવતાં
માણસો સાથે ઊભા થતા પ્રશ્નો જ આપણું જીવન ઘડે છે. તેથી આપણે
વિચાર કરતા થઈ જવું જોઈએ અને જોવું જોઈએ કે આપણું કામ આપણને
કેવા માણસ બનાવે છે. જગતના ઇતિહાસનું આપણે બરોબર વિશ્લેષણ કરીશું
તો જણાશે કે લોકોના આર્થિક જીવનને અનુલક્ષીને જ તેમની સંસ્કૃતિઓ
પેદા થઈ છે. ધર્મે આદર્શો ભલે બતાવ્યા હોય પણ એ આદર્શોનો અમલ
તો કામરૂપી પ્રયોગશાળામાં જ થયો છે. એટલે રાષ્ટ્રના ઘડતર તથા
વિકાસમાં વિધિપૂજા કે મંદિરપૂજા કરતાં કામ અતિ મહત્ત્વનો ભાગ
ભજવે છે. જ્યાં કામની આ પ્રબળ શક્તિ તરફ સમાજના આગેવાનો
કેટલું ધ્યાન આપે છે? યોગ્ય રીતે ગોઠવવામાં આવે તો કામથી માણસમાં

ધૈર્ય, ખંત, સૂઝબુદ્ધિ, સર્જકતા અને મૌલિકતા આવે છે ને તેથી કરીને આત્મવિશ્વાસ, જવાબદારીનું ભાન, ચોકસાઈ અને જીવનમાં ઊતરવાની શક્તિ પેદા થાય છે. ખરેખર કામ એ જીવનની શાળા છે.

મૂડીવાદ અને સામ્યવાદ બન્નેમાં, અને મોટા જથા પર ઉત્પાદન કરતા કોઈ પણ વાદમાં મજૂરો પોતાના હાથનો જ ઉપયોગ કરે છે, તેમનાં હૃદય કે મગજ ભાગ્યે જ કંઈ કરતાં હોય છે. આવાં સંજોગોમાં કામ સિવાયની વસ્તુઓમાંથી સભ્યતા કેળવવાની હોય છે. મનોવિજ્ઞાનની દૃષ્ટિએ જોતાં આ રીત તદ્દન કૃત્રિમ લાગે છે કેમકે તેમાં લોકોને સ્વાભાવિક સાધન—કામ દ્વારા સભ્યતા કેળવવા દેવામાં આવતી નથી. આ ભૂલ સુધારવી હોય અને કામને જ સભ્યતા કેળવવાનું સાધન બનાવવું હોય. અથવા બીજી રીતે કહીએ તો કામ દ્વારા માણસનું બુદ્ધિ, ચારિત્ર્ય અને કળા એ ત્રણે દૃષ્ટિએ વ્યક્તિત્વ ખીલવવું હોય તો એક વાત તો સ્પષ્ટ છે કે કામની યોજના અને અમલ કોઈ મધ્યવર્તી તંત્રના આદેશ પ્રમાણે ન થતાં અકેન્દ્રિત સ્વરૂપમાં થવાં જોઈએ.

કામની પોતાને યોગ્ય સ્થાને પુનઃપ્રતિષ્ઠા કરવાના કાર્યમાં વસ્તુઓનાં ખોટાં મૂલ્યો શીખવતી ખોટી કેળવણીને પરિણામે લોકોમાં જે ઊલટા વિચારોએ ઘર ઘાલ્યું છે તેમને ફેરવવાની મોટી મુશ્કેલી નડવાની છે. અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ જે કામને રાષ્ટ્રીય જીવનમાં યોગ્ય સ્થાન અપાવવા માગે છે તેને ઘણી મુશ્કેલીઓની સામે કામ કરવાનું છે. તેને માત્ર આજની વિચારપ્રણાલી બદલાવાની છે એટલું જ નહિ—અને એ કામ પણ એક દિવસનું તો નથી જ—પણ તેને કામની નવી પદ્ધતિઓ પણ પૂરી પાડવાની છે. પ્રશ્નોના ઉકેલ કરવામાં જે જાતનું વલણ અખત્યાર કરવામાં આવે તેવી જ શોધો નીકળવાની. ઉપર કહ્યું તેમ, છેલ્લાં બેએક સૈકાંઓમાં યંત્રો એવી રીતે ઊભાં કરવામાં આવ્યાં છે કે જેથી એકહથ્થુ સત્તા જામે, ઉત્પાદન કરવામાં સહાયભૂત થતાં આવાં યંત્રોનો આપણે ત્યાગ કરવો જોઈએ. અને ધીરે ધીરે એવાં ઓજારો શોધી કાઢવાં જોઈએ જેથી વૈતરાનું તત્ત્વ પણ ઓછું થાય અને એકહથ્થુ સત્તા પણ ન જામે.

એથી પણ વિશેષ મહત્ત્વનું કાર્ય તો કામ વિષેના હાલના ખ્યાલો બદલવાનું રહેશે. લોકોના મનમાં ઠસાવવું પડશે કે કામનો ઉદ્દેશ કામ કરનારને સુખી કરવાનો હોવો જોઈએ.

કુદરતી ઢબે કામ કરવામાં આવે તો કહેવાતા ફુરસદના સમયની માંગ જ જરૂર રહે. ફુરસદનો સમય મેળવી તેનો ઉપયોગ કરવા કરતાં પોષક સંજોગોમાં કામ કરવામાં પોતાનો સમય ગાળવાનું લોકો વધારે પસંદ કરશે. ફુરસદનો યોગ્ય ઉપયોગ કરવા માટે ઊંચી જાતની શિસ્તની જરૂર છે. સાચા કામથી નીપજતાં કેટલાંક કીમતી ફળોમાંનું શિસ્ત એ એક છે. રોજનું કામ કરતાં કરતાં જ માણસને પોતાનું વ્યક્તિત્વ પ્રગટ કરવાની તક મળતી હોય તો પછી ફુરસદની ખાસ આવશ્યકતા રહેતી નથી. અલબત્ત કામ કરવાથી થાક તો લાગશે જ, પણ એ થાક પથ્યકર હોય છે અને એને ઉતારવા માટે ઊંઘ અને આરામ પૂરતાં છે.

મનુષ્યતત્ત્વ ઉપર ભાર ન મૂકતાં વસ્તુઓ ઉપર ભાર મૂકવામાં આવે તે જ ક્ષણે કામનું સાચું મહત્ત્વ ભૂલી જવામાં આવે છે. કોઈ શિક્ષણ-સંસ્થામાં વિદ્યાર્થીઓ ઓજારો વડે સુથારી કામ શીખતાં લાકડું તો બગાડે છે પણ તેથી તેમનાં શરીર અને બુદ્ધિ ખીલે છે. એથી ઊલટું, તેમની પાસે યંત્ર મારફત પાટિયાં વહેરાવવાનું કામ લેવામાં આવે તથા મોટાં મોટાં યંત્રો દ્વારા સુંદર ફર્નિચર બનાવડાવવામાં આવે તો એમ કહી શકાય કે મુખ્ય હેતુ માલ ઉત્પન્ન કરવાનો છે, નહિ કે વિદ્યાર્થીઓને કેળવણી આપવાનો. સુંદર કોતરકામવાળું ફર્નિચર વધારે મહત્ત્વનું છે કે વિદ્યાર્થીની બુદ્ધિ ?

તરફ દુર્લક્ષ કરવામાં આવે છે. તેથી ગરીબ માણસની આવશ્યકતાઓ અધૂરી રહી જાય છે અને શ્રીમંતોની મોજશોખની વસ્તુઓનો અતિરેક થઈ જાય છે.

અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘના કાર્યક્રમની મૂળમાં એ આશય રહેલો છે કે ઉત્પાદનનો ઉદ્દેશ ધન કે સત્તા મેળવવાનો ન રહેતાં કામ કરનારની જરૂરિયાતો પૂરી પાડવાનો હોવો જોઈએ. અને એટલા જ માટે સંઘ હાલ પોતાની બધી શક્તિ ખોરાક, કપડાં, મકાન જેવી જીવનની પ્રાથમિક જરૂરિયાતોને અંગેના ઉદ્યોગો પાછળ ખર્ચી રહ્યો છે. આ જ વસ્તુ અખિલ ભારત ચરખા સંઘના સ્વાવલંબનના કાર્યક્રમમાં પણ જોઈ શકાય છે, જેમાં દરેક કાંતનારે પોતાનાં કપડાં પોતે કાંતેલા સૂતરનાં જ બનાવવાં જોઈએ એવો આગ્રહ રાખવામાં આવ્યો છે.

આપણે જો માત્ર ચાલુ પ્રવાહની સાથે ચાલવાનું હોત અને આજની પ્રણાલી પ્રમાણે માલ ઉત્પન્ન કરવાનો હોત તથા ઉત્પાદકોને અનુકૂળ આવે એવા વિચારો જે શાળાઓ અને કોલેજોમાં શીખવવામાં આવે છે તેવા ઘણી જાતના અજ્ઞાનની સાથે ચાલવાનું ન હોત તો આપણે ઝટ ઝટ પરિણામો બતાવી શકત. પણ ગ્રામોદ્યોગ સંઘે તો અતિ અઘરું કામ ઉપાડ્યું છે. એણે તો સમાજના આર્થિક અને સાંસ્કૃતિક પાયાઓને નવી રીતે ઘડીને આખું સામાજિક સંગઠન ફરીથી રચવાનો પ્રયાસ આદર્યો છે. અને એ પ્રયાસ જેટલો ભવ્ય છે તેટલો જ સમય પણ માગશે અને અખંડ ધૈર્ય તથા ખંત પણ રાખવાં પડશે.

## વસ્તુવિનિમય

સંસ્કૃતિ આગળ વધતાં શ્રમવિભાગ અનિવાર્ય થઈ પડે છે, છતાં એને પણ હદ હોય છે અને એ હદ વટાવવામાં આવે તો તેમાંથી પડતી અને અવ્યવસ્થા નીપજે છે. ગળાના રોગનો વિશેષજ્ઞ ડૉક્ટર આખા શરીરનું બંધારણ ધ્યાનમાં લીધા વિના માત્ર ગળાનો જ ઉપચાર કર્યા કરે તો તે નિષ્ફળ જ નીવડવાનો. તે જ પ્રમાણે કામ કરનારનું વ્યક્તિત્વ ધ્યાનમાં લીધા સિવાય શ્રમવિભાગને આપણે અંતિમ હદ સુધી લઈ જઈ શકીએ નહિ. એવા મર્યાદિત શ્રમવિભાગમાં પણ વસ્તુવિનિમયની જરૂર પડે છે. એવા વિનિમયથી બન્ને પક્ષને પરસ્પર ફાયદો થાય તો જ તે પથ્યકર ગણાય, અને દરેક વેપારનો એ જ મૂળ પાયો છે.

## વિનિમય સાધ્ય તરીકે

વિનિમયનું સૌથી સરળ સ્વરૂપ વસ્તુ લઈને વસ્તુ આપવી એ છે. ઉત્પાદક–ઉપભોક્તા અને ઉપભોક્તા–ઉત્પાદક પરસ્પર જે વ્યવહાર કરે તે વિનિમય કહેવાય. વેપારનો વિસ્તાર થતાં વિનિમયને સરળ બનાવવા માટે કોઈ સાધનની જરૂર ઊભી થાય છે. એ રીતે સિક્કાનાણું કે કીમતી ધાતુનું ચલણ શરૂ થયું ને તેમાંથી આજનું પૈસાશાસ્ત્ર પેદા થવા પામ્યું: આજે તો વિનિમય નફાનું એક સાધન થઈ પડયું છે. આજના પૈસાશાસ્ત્રે સાધનને સાધ્ય બનાવી મૂક્યું છે. ધાતુના સિક્કા પોતે કીમતી હોવા ઉપરાંત સાચવી રાખી શકાય એવા હોય છે. જ્યારે બીજી વપરાશની વસ્તુઓ લાંબો વખત સાચવી શકાય નહિ એટલા જ માટે જેની પાસે સિક્કાનાણું છે તે સોદો કરવામાં ફાવી જાય છે, અને વસ્તુઓ વેચનારને ગેરલાભ થાય છે. પૈસાની માલકીમાંથી ધનવાનો નફો પણ ઉપજાવી કાઢે છે. એ રીતે ધન એકઠું કરવાની પ્રેરણા મળતાં વસ્તુઓની વપરાશ ને તથી પૈસાનું ગતિચલણ ઓછું થવા પામે છે.

લાંબા વખતથી વસ્તુઓના ભાવ ગગડી ગયા હોવાથી કરજદારનો બોજો વધતો જાય છે ને લેણદાર તાજો થતો જાય છે. આમ ધનની થતી વિષમ વહેંચણીમાં વધારો થયા કરે છે.

## ઉત્પાદન અને માંગ વચ્ચે મેળનો અભાવ

આ મૌલિક ખામીઓ ઉપરાંત કેન્દ્રિત પદ્ધતિના ઉત્પાદનમાં નાણાંનું રોકાણ ભારે થતું હોવાથી પૈસાની ગતિ અટકી જાય છે. પગારના રૂપમાં વહેંચવામાં આવતો પૈસો લોકોને આવશ્યક ખરીદશક્તિ આપવા પૂરતો નથી નીવડતો, કેમકે મોટા ભાગનો પૈસો તો કારખાનાંમાં જ રોકાઈ રહે છે, ને મજૂરોને પ્રમાણમાં થોડો જ વહેંચવામાં આવે છે. જગતની આજની આર્થિક પડતીનું આ પણ એક મુખ્ય કારણ છે. લોકોનું આર્થિક જીવન નદીના પ્રવાહની માફક જોશભેર ચાલે તેમ કરવું હોય તો ઉત્પન્ન થયેલી ચીજો લોકો વાપરી શકે એવો પ્રબંધ કરવો જોઈએ. લોકોમાં ખરીદશક્તિ એટલે કે પૈસો વહેંચીને જ એ કરી શકાય; નહિ કે પૈસાને એક જગાએ રોકી રાખીને. આજે તો દુનિયા સરોવર કનારે ઊભી હોવા છતાં સુવર્ણનો પ્યાલો પાસે નહિ હોવાથી તરસે વલખ્યા કરે છે. પૂંજીવાદી જમાનામાં આપણને સુવર્ણના પ્યાલા વિના પાણી પીવાનો પ્રયત્ન ન કરવાનું શીખવવામાં આવ્યું છે અને આપણે પણ એને યોગ્ય માની બેઠા છીએ.

આજની પદ્ધતિમાં તો જે વધારે પૈસા આપે તેની જ જરૂરિયાતો પૂરી પડે છે. એટલે કે સુવર્ણના પ્યાલાવાળાને પાણી મળે છે, નહિ કે પાણીની જેને સાચી જરૂર છે અને પાણી વિના જેનું ગળું સુકાઈ જાય છે એવાને.

## રોજી અંકુશિત કરવી

એટલું પૂરતું ન હોય તેમ, બેન્કો દ્વારા નાણાં ધીરવાની જે સગવડો ઊભી કરવામાં આવી છે તેનો લાભ માત્ર ઉત્પાદકોને મળે છે ને એ રીતે પણ ગ્રાહકોનો તો મરો જ છે. પૈસાશાસ્ત્રની ચતુર યોજનાથી પૈસાના ઇજારાવાળા ધનપતિઓ બધી જાતનાં કામો ઉપર પોતાનો કાબૂ જમાવે છે, અને પછી થોડું થોડું કામ મજૂરોને આપે છે. આજે તો વધારે ને વધારે ઉદ્યોગો પૈસાવાળાના કાબૂમાં જતા જાય છે. મોટાં મોટાં કારખાનાંમાં મૂડી વધારે રોકાય છે અને જેની પાસે એવાં કારખાનાં હોય તે લોકોને કામ આપવા ઉપર પોતાનો કાબૂ જમાવે છે.

પૈસાશાસ્ત્રને વરીને ખરીદશક્તિ એક માણસ પાસેથી બીજા પાસે ઝટ ઝટ પસાર થઈ શકે છે. વળી હિન્દુસ્તાનના જેવી કેન્દ્રિત સરકારો તો મહેકમ પાછળ હમેશાં વધારે પૈસા ખર્ચવા લલચાય છે. એમની આવક ગામડાંમાંથી થાય છે અને તેનો ખરચ છે શહેરોને. તે ઉપરાંત સરકાર

વસ્તુઓના ભાવ ઉપર અંકુશ રાખ્યા સિવાય ચલણી નાણાને મર્યાદિત કરે છે આ બધી કરતૂતોથી ગરીબ માણસ વધારે ગરીબ બને છે અને તવગર માણસ વધારે તવંગર.

## ગ્રામવાસીઓ પર થતી અસર

આપણો દેશ ગામડાંનો બનેલો છે તેથી આવી નાણાંપદ્ધતિની અસર આપણા ખેડૂતો ઉપર કેવી થાય છે તે જોવું જોઈએ. જ્યારે ગ્રામવાસીઓ ગામમાં જ પરસ્પર વસ્તુવિનિમય કરે છે ત્યારે ધન બધુ ગામમાં જ સચવાઈ રહે છે. એક ગામડું બીજા પડોશના ગામડા સાથે વિનિમય કરે તો પણ ધનનું કંઈ નુકસાન થતુ નથી. પરતુ જ્યારે ગ્રામવાસીઓને જે કદી મળતી ન હોય કે જેની જરૂર પણ ન હોય એવી સેવાઓને બદલે પોતાની-ખરીદશક્તિ એટલે કે પૈસો હમેશાં બહાર મોકલ્યા કરવો પડે તો તેઓ સતત ગરીબ થયા કરે છે. દેશની ધારાસભાઓમાં ખેડૂતોનો અવાજ કોઈ સાભળતુ નથી સરકાર તેમની પાસેથી જે મહેસૂલ લે છે તેનો ઉપયોગ કેવી રીતે કરવો તેના ઉપર તેનો કશો કાબૂ નથી. એ જ રીતે એ જ્યારે પરદેશી વસ્તુઓ ખરીદે છે ત્યારે એમને બદલો મળવાની કશી ખાતરી નથી. તેમના રસ્તામાં ક્ષણે ક્ષણે મુસીબતો ઊભી જ છે અને તેથી તે જામી ગયેલા લોકોના પંજામાં સપડાય છે. ખેડૂતો નિયમ તરીકે દેવાદાર હોય છે. અને તેથી માલના ભાવ ગગડી જતાં નાણા-પદ્ધતિને લઈને તેમનો દેવાનો બોજો વધી જાય છે. આમ આપણા ખેડૂતો ચારે તરફથી ગૂચવાયા છે તેમાં વળી પૈસાને લોભે બજારુ માલ ઉત્પન્ન કરવામાં તો તેઓ પોતાની પાસે કંઈ મૂડી નહિ હોવાથી દલાલોના પંજામા વધારે ફસાયા. છેવટે તેમની પરિસ્થિતિ પૂંજીવાદીઓનાં કારખાનાને કાચો માલ પૂરો પાડનાર ગુલામોના જેવી થઈને રહે છે ભાવ મેળવવાના લોભમાં તેઓ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવી બેસે છે, કેમકે ખોરાક અને પોતાના સ્થાનિક ઉદ્યોગની વસ્તુઓ ઉત્પન્ન કરવાને બદલે તેઓ વેચવા માટે બજારુ માલ પેદા કરતા થઈ જાય છે. કેટલોક સમય પહેલાં અખબારોમા એવા સમાચાર પ્રગટ થયા હતા કે સંયુક્ત પ્રાંતમાં ખાંડના કારખાનાંના માલિકોએ ખેડૂતોની શેરડી પીલવાની ના પાડી એટલે તેમની લગભગ ૨૭ લાખ રૂપિયાની શેરડી બગડી જવા પામી.

વળી ખેડૂતો જે ઉત્પાદન કરે છે તે બહુ અનિશ્ચિત હોય છે છતાં તેમને મહેસૂલ નાણાંમાં ભરવાનું હોવાથી અમુક નિશ્ચિત રકમ ભરી દેવી

પડે છે. એટલે નાણાંને બદલે સરકાર જો અનાજ, સેવાનું સ્વીકારે તો ખેડૂતોને અને બીજા ગ્રામવાસીઓને અનેક દષ્ટિએ લાભ થાય. હાલ તો ખેડૂતો આકર્ષક બજારુ વસ્તુઓના પ્રલોભનમાં પડી તે ખરીદવામાં પોતાની પાસે થોડોઘણો પૈસો હોય તે પણ ગુમાવી દે છે. સસ્તો પરદેશી માલ ખરીદીને તેઓ પોતાની જ બેકારી અને પડતી વહોરી લે છે. જ્યાંથી પૈસો પાછો આવવાનો સંભવ ન હોય એવાં દૂરનાં બજારોનો સામાન ખરીદવામાં છેવટે ખરીદનાર જ ગરીબ અને બેકાર બને છે. તેથી પૈસો પાછો મળે તેમ ન થાય ત્યાં સુધી સ્થાનિક માલ જ વાપરવો જોઈએ. જ્યાં સુધી ગાડીભાડામાં પક્ષપાત, જકાત, નાણાં પર અંકુશ ઇત્યાદિ આડખીલીઓ ઊભી છે ત્યાં સુધી આંતરરાષ્ટ્રીય બજારોની વાત કરવી જ બેહૂદી છે. એ વાત તો અજ્ઞાનીઓને ફસાવવા પૂરતી જ છે. એટલે જ આપણે ચેતવું જોઈએ અને સ્થાનિક સિવાય બીજે કશો માલ ખરીદવો જોઈએ નહિ.

## સાચાં મૂલ્ય અને ઉદ્દેશો

દરેક વસ્તુની કિંમત છેવટે તો લોકોની ઉત્પાદનશક્તિ ઉપર નિર્ભર છે. એ કિંમતની ખરી કસોટી તો સમાજમાં તેની કેટલી આવશ્યકતા છે તે જ હોવી જોઈએ. આજે તો આપણને પૈસાની દષ્ટિએ જ વસ્તુઓનું મૂલ્ય આંકવાની કેળવણી આપવામાં આવે છે, ને માનવ મૂલ્યો ને વિસારે પાડવામાં આવે છે. મજૂરને ઉત્પન્નકર્તા તરીકે નહિ પણ એકાદ વસ્તુની માફક તેની મહેનત વેચાતી લીધી હોય તેમ પૈસા આપવામાં આવે છે. તથા જે ઓછામાં ઓછી મહેનત કરે પણ વધારેમાં વધારે પૈસાદાર હોય તેનો જ સામાજિક દરજ્જો મોટો ગણાય છે. વાસ્તવિક પરિસ્થિતિમાં તો સમાજની સેવા કરનારનો જ દરજ્જો ઊંચો ગણાવો જોઈએ. પણ આમ ખોટી રીતે અપાતા મહત્ત્વને કારણે લોકોની પૈસો એકઠો કરવાની મહત્ત્વાકાંક્ષાને ઉત્તેજન મળે છે, અને એ રીતે પૈસાનો ઇજારો એકહથ્થુ થતાં જનતાનું સ્વાતંત્ર્ય હણાઈ જાય છે. અઢળક ધન એકઠું થતાં તેને રોકવા માટે આંતરરાષ્ટ્રીય બજારો ઊભાં કરવાં પડે છે ને તેમાંથી યુદ્ધ ફાટી નીકળે છે. પૂંજીવાદના જમાનામાં આંતરરાષ્ટ્રીય ધોરણે ધીરધાર થવાની શરૂઆત થઈ છે. એ સ્થિતિ ચાલુ રહેશે ત્યાં સુધી સુલેહશાંતિની આશા રાખવી મિથ્યા છે. જ્યાં સુધી સમાજ પૈસાદાર તરફ માનની નજરે

જુએ છે ત્યાં સુધી લોકોની ખરીદશક્તિ વધવાની નથી ને તેથી કેટલીક વસ્તુઓના ઉત્પાદનમાં અતિરેક થવાનો ને આર્થિક પડતી ચાલુ જ રહેવાની.

### પૈસો અને યુદ્ધ

પૈસાપ્રધાન અર્થશાસ્ત્રમાં સામાજિક મૂલ્યોને ભૂલી જઈ વધારેમાં વધારે નફો મળે એવી જ વસ્તુઓનુ ઉત્પાદન કરવામાં આવે છે. એટલે જ આપણે આજે જગતના ઉત્તમ ભેજાઓને લોકોની જરૂરિયાતો પૂરી પાડવાના ઉપાયો શોધવાને બદલે એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને ગુલામ કેવી રીતે બનાવી શકે તેને માટે નવાં નવાં સહારસાધનો ખોળવામાં રોકાયેલાં જોઈએ છીએ. ગેસ, બોમ્બ અને એવા જ બીજાં સહારસાધનોની બાબતમા આજે ભારે શોધખોળ થઈ રહી છે. નાણાં—મૂલ્યનો ઉપયોગ બીજાને ચૂસવામાં થઈ રહ્યો છે. લોકોની આવશ્યકતાઓને ન ગણકારતાં પૈસાનો ફાયદો થાય તે જ રીતે માલ ઉત્પન્ન કરવામા આવે છે. આપણા દેશમાં પણ મોજશોખની વસ્તુઓના ઉત્પાદને આવશ્યક વસ્તુઓની અછત કરી મૂકી અને ઘણાને બેકાર બનાવી મૂક્યા. પરદેશ સાથેના વેપારને સભ્યતાની એક નિશાની અને ગમે તે ભોગે ટકાવી રાખવા યોગ્ય વસ્તુ ગણાવવામાં આવે છે. આ બધી લૂટને અસરકારક કરવા માટે સુવર્ણના પોટિયાને દેવ તરીકે ગણાવવામા આવ્યો. રાષ્ટ્રો વચ્ચે વિનિમયનો દર બીજી કોઈ ગણતરીએ ન થતાં તે તે રાષ્ટ્રના ચલણી નાણાંની આતરિક ખરીદશક્તિને અનુસરીને જ નક્કી થવો જોઈએ. સુવર્ણના ધોરણનો ત્યાગ કરવામાં આવ્યો ત્યારથી આ વસ્તુ નિઃશંકપણે સાબિત થઈ ચૂકી છે.

### સાર

ત્યારે આપણે કયા અનુમાન પર આવીએ છીએ? આપણે જોયું કે સુવર્ણની માયામાં ફસાયા તો આપણા રસ્તામાં ઘણાં અનિષ્ટો અને આડખીલીઓ ઊભી જ છે. સાચવી ન શકાય એવી વપરાશની ચીજો અને વિનિમયનાં સાધનનો આપણે સમન્વય કરવો જોઈએ, જેથી ઉત્પાદકો અને ગ્રાહકો, બન્નેનુ હિત સચવાય અને વસ્તુઓની વપરાશ વધે. વસ્તુઓનો સંગ્રહ કરી રાખવા કરતાં તેમની વપરાશ વધે તો ધનની વહેંચણી વધારે સમાન કરી શકાય. તેમ કરવા માટે મૂલ્યોના આપણા ખ્યાલને વ્યક્તિગત નફાને બદલે માનવપ્રગતિની દૃષ્ટિએ કેળવવો પડશે.

આપણાં બજારોની મર્યાદા બાંધવી પડશે અને દૂરનાં બજારોમાંથી ખરીદવાનું ત્યજવું પડશે. ૧

વિનિમયના મૂળ ઉદ્દેશને બર લાવવા માટે આપણે આપણી નાણાંપદ્ધતિ સુધરી જાય ત્યાં સુધી રાહ જોયા કરવાની જરૂર નથી. વિનિમયના પાયાનો સિદ્ધાન્ત તો એ છે કે વચ્ચે દલાલો ઓછામાં ઓછા રહે અને ઉત્પાદક તથા ગ્રાહકનો બુને તેટલો સીધો સંબંધ રહે. પૈસાશાસ્ત્રે એથી ઊલટું એ બન્નેની વચ્ચે વધારે દલાલો ઊભા કર્યા. સ્થાનિક ઉદ્યોગોને ઉત્તેજન આપીને આપણે દલાલોની સાંકળ ઘણી ઓછી કરી શકીએ છીએ. વિનિમયનું ક્ષેત્ર જેમ નાનું તેમ તેના મૂળ ઉદ્દેશની વધારે નજીક રહી શકાય અને બધો નફો ઉત્પાદકો અને ગ્રાહકોને જ મળે એવી ખાતરી કરી શકાય. આમ જો આપણો વ્યવહાર અમુક મર્યાદિત સ્થાનિક ક્ષેત્રમાં કરીશું તો પૈસાનો ઉપયોગ કરવા છતાં લગભગ આપણે વસ્તુવિનિમયના ધોરણને અનુસરતા હોઈશું.

ઉત્પાદનને અતિ આયોજિત કરી મૂકવામાં વ્યક્તિઓના ભોગે થોડા ઉચ્ચ વર્ગના લોકોને ફાયદો મળે છે. આજે કોયડો તો માલની વહેંચણી યોગ્ય કરવાનો છે, કેમકે ગયાં સૈકા દરમિયાન આપણે જોયુ કે ઉત્પાદન તો પોતાનું સંભાળી લે છે.

આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર હોય તો જ દરેક રાષ્ટ્રનો સમાન દરજ્જો હોઈ શકે. અસમાનતામાંથી યુદ્ધ પેદા થાય છે. પ્રચારકો જેને આંતરરાષ્ટ્રીયતા કહે છે તે સાચી રીતે તો બળવાન રાષ્ટ્રોનું સાર્વભૌમત્વ જ છે. એવા સાર્વભૌમત્વ માટે જ યુરોપનાં બધાં રાષ્ટ્રો મથી રહ્યાં છે. યુરોપના દરેક રાષ્ટ્રને સાર્વભૌમ રાષ્ટ્ર થવું છે એટલે જ યુદ્ધ અંગેની તડામાર તૈયારીઓ ચાલતી આપણે જોઈએ છીએ. આંતરરાષ્ટ્રીય ધોરણે થતી ધીરધાર બંધ ન થાય અને દરેક રાષ્ટ્ર પોતાની જરૂરિયાતો પોતે જ પેદા ન કરી શકે ત્યાં સુધી જગતમાં શાંતિ સ્થપાવાની નથી. નાણાંના વ્યવહારે આપણને બહુ ઊંડા પાણીમાં ઉતારી મૂક્યા છે અને બજારો પરનો આપણો કાબૂ ઝૂંટવી લીધો છે. એટલે વસ્તુવિનિમયનું ધોરણ સ્વીકારીને આપણે આવી ગેરવ્યવસ્થાને અટકાવવી જોઈએ.

## ૧૦.

### જીવન માટેની કેળવણી

છેલ્લા પૃથક્કરણમાં આપણે એ અનુમાન પર આવીએ છીએ કે સઘળા પ્રશ્નો કેળવણીમાંથી જ ઉદ્ભવે છે. સામાજિક દૃષ્ટિબિન્દુથી જીવનને નિહાળવાનું લોકોને શીખવવાથી જ આપણે આપણી મુશ્કેલીઓનો નિકાલ લાવી શકીશું. જીવનના તમામ વિભાગોમાં પ્રવેશ કરાવનારી ગુરુચાવી કેળવણી છે.

### કેળવણીનો અર્થ

કેળવણીનો આપણે શો અર્થ કરીએ છીએ? બાળક પાંચ વર્ષની વયે જે જાતનું શાળાયતન શરૂ કરે છે અને યૌવનના ઉંબરે પ્રવેશતાં માબાપના ગજા પ્રમાણે પૂરી કરે છે તે શું કેળવણી? શું સાહિત્યિક એ જ કેળવણી? કે માત્ર ધંધાદારી અગર તો ઉપયોગવાદી એ જ કેળવણી? કેળવણી એ તે સાધન છે કે સાધ્ય? કેળવણીના આપણા ખ્યાલ ઉપર આપણે જે વિચારવાનું છે તેનો આધાર રહે છે. જો કેળવણી આપણને જીવનને યોગ્ય બનાવવા માટે હોય, આપણને અડિયાના નાગરિક, વધારે સારા પતિ અને વધારે ઉમદા પિતા બનાવવા માટે હોય તો તે પારણામાંથી માંડી મરણઘાટ સુધીની એક સતત પ્રક્રિયા થઈ પડવી જોઈએ. જીવનનાં બદલાતાં દશ્યો—પરિવર્તનોની સામે ઓછામાં ઓછા આઘાત સાથે પસાર થવાની આપણામાં તાકાત હોવી જોઈએ. પણ એને બદલે કેળવણી આપણને જીવનની માત્ર કેટલીક યુક્તિઓ જ શીખવવામાં પરિણામ થતી હોય તો બીજી જાતના મંત્રો, ક્રિયા થતાં આપણે તદ્દન મુંઝાઈ જવાના. મગજમાં આંકડા અને હકીકતો ઠાંસવાને બદલે જીવનની દૃષ્ટિ આપણને આપે તે જ કેળવણી. કોઈ પણ કેળવણીની પદ્ધતિ પાછળ એનું તત્ત્વજ્ઞાન હોવું જોઈએ અને એનો હેતુ વ્યક્તિની અંદર રહેલા સર્વોચ્ચ તત્ત્વને વ્યક્ત કરવાનો હોવો જોઈએ. આથી જ કેળવણી આપવી એ ઘણાં જોખમોવાળું અને ભારે જવાબદારીનું કામ છે. યોગ્ય તૈયારી અને વિચાર વગર કેળવણીની કોઈ પણ યોજના અમલે પરબારી આગળ ધકેલી શકીએ નહિ.

કમનસીબે તાંત્રિકપણાની કંઈ નવી શિક્ષણપદ્ધતિને ઘણી કેળવણી તરીકે ઠોકી બેસાડવામાં આવે છે. એથી વધારે કરુણ

કર્યું હોય શકે નહિ. વાચનલેખન એ સંસ્કારપ્રાપ્તિનાં સાધનો છે ખરાં, પણ તે જ માત્ર સાધનો છે અને બીજાં નથી એમ તો કંઈ છે જ નહિ, તેમ તે સૌથી વધુ ઉપયોગી સાધનો છે એમ પણ નથી.

**સહેતુક કેળવણી**

—ઘણાખરા દેશોમાં અત્યારે કેળવણીની પાછળ ખાસ હેતુ કે ધ્યેય હોય છે. મૂડીવાદી મુલકોમાં ઉદ્યોગવીરો કેળવણીને ભાવી વ્યવસ્થાપકો અને કાર્યકરોની સંગોપનભૂમિ માને છે. જ્યારે સમાજવાદી દેશોમાં વસ્તુનું ઉત્પાદન વધારવા માટે કેળવણીને જોતરવામાં આવે છે. લશ્કરી પ્રજાઓમાં કેળવણીને સંકુચિત દેશભક્તિ પેદા કરવાના સાધન તરીકે લેખવામાં આવે છે.

**સામ્રાજ્યવાદને પહેલે તબક્કે**

*આપણા દેશ જેવી નોકરશાહી જ્યાં પ્રવર્તે છે ત્યાં કેળવણી કાર*કુનો પૂરા પાડનારી થઈ પડે છે. આ જ ઉદ્દેશથી મેકોલેએ આપણા દેશ માટેની કેળવણીની પદ્ધતિના પ્રથમ સિદ્ધાંત નક્કી કર્યા હતા. ત્યારથી આપણી તમામ વિદ્યાપીઠો એ સિદ્ધાન્ત ઉપર રચાઈ છે. આ પદ્ધતિએ આપણું કેવું નખ્ખોદ વાળ્યું છે તે આપણે ભારે ખેદ સાથે હવે સમજીએ છીએ. અધ્યાપકો, અમલદારો, વકીલો, ન્યાયાધીશો અને પ્રાંતોના હંગામી હાકેમો સુધ્ધાં કારકુનને છાજતી માનસિક તાલીમમાંથી ઊભા થયેલા આપણે જોઈએ છીએ. ઊંચા હોદ્દાઓમાં પણ કારકુની માનસ જ આપણને ચોમેર નજરે પડે છે. એ ઊંચા હોદ્દે ચડેલાઓને હુકમો ઉઠાવવા અને આજ્ઞાનો અમલ કરવાનો રહે છે. આજે જીવનનાં તમામ ક્ષેત્રોમાં કારકુની મનોદશાવાળા માણસોથી આપણો દેશ ખદબદી રહ્યો છે. આપણે આપણો કારભાર ચલાવવા માટે લાયક નથી એ વિધાનમાં ઘણું તથ્ય છે. આપણી (સરકારી) વિદ્યાપીઠોમાં અપાતા શિક્ષણનો આપણે જેટલો લાભ લીધો તેટલા આપણે આપણું રાજ્ય કરવા નાલાયક નીવડ્યા છીએ. જેને આત્મનિકૃષ્ટતાની ભાવના અને પોતાની શક્તિઓનો ગેરવિશ્વાસ—આત્મઅશ્રદ્ધા કહેવાય છે તે આપણામાંના શ્રેષ્ઠ પુરુષોમાં પણ પેદા કરવાનાં કારખાનાં રૂપ એ વિદ્યાપીઠો નીવડી છે. કારકુનો પોતે પોતાનું રાજ્ય ભોગવી શકે નહિ. તેઓ તો બાપડા બીજાઓના હુકમો પર નિર્ભર રહે. ગાંધીઓ અને તિલકો એ કારકુની મનોદશાના પીંજરાં માટે સ્વાભાવિક રીતે અતિ અતિ મહાન હોઈ એ બંધનો છેદી ભેદીને બહાર

નીકળ્યા છે. બ્રિટિશ સામ્રાજ્યવાદની પહેલી ભૂમિકામાં સુવ્યવસ્થિત અને શિસ્તબદ્ધ શાસનપ્રણાલી ચલાવવા માટે પહેલી જરૂર અંગ્રેજી જાણનારા કારકુનો જ પેદા કરવાની જે હોય. સામ્રાજ્યવાદની હવે બીજી ભૂમિકાનો સમય આવી લાગ્યો છે. સુસ્થાપિત સરકાર માટે દેશનાં કુદરતી સાધનોનો ખૂબ લાભ લઈ લેવો એ બીજું પગલું હોય. એ માટે કારકુની મનોદશાવાળા માણસો હવે ખપમાં આવે તેમ નથી. કચેરીઓમાં થોડાક કામમાં આવે તે સિવાયના બધા માણસો કારખાનાં કે કોઠમાં (વર્કશોપમાં) શારીરિક શક્તિઓ ઠૂંઠવાઈ ગઈ હોવાથી કામમાં આવી શકતા નથી. ને આવા માણસોને વિલાયતથી આયાત કરવાનું બની શકે તેમ નથી. આથી આવા મુકાદમો, ફીટરો, યાંત્રિકો સ્થાનિક જ પેદા કરવા બહેતર છે. અત્યાર સુધી આપેલી અક્ષરજ્ઞાનની કેળવણી એ માટે નકામી નીવડતાં સરકારને કેળવણીની પદ્ધતિ બદલવાની જરૂર પડી. એમ કરવા પહેલાં કેળવણીના નિષ્ણાતો મારફત તપાસ કરાવવી જોઈએ. એ કામ એબટ અને વુડે હમણાં જ પૂરું કર્યું છે.

તંત્ર સંચાલકો—મેનેજરો મોટી સંખ્યામાં પૂરો પાડવાની નથી, પણ વધારે તાલીમ પામેલા મુકાદમોની છે (પાન ૬૩). તેઓનું સઘળું લક્ષ દેશના સાધનોનો વધારે સચોટ લાભ ઉઠાવવા તરફ રોકાયેલું છે, નહિ કે વ્યક્તિની તાલીમ તરફ. મોટા માણસના—ઉદ્યોગપતિના ધંધામાં સરળતા કરી આપવાનું જ તેઓ વિચારી રહ્યા છે. તેઓ દૃઢતાથી જણાવે છે કે જુદી જુદી કક્ષાના કામદારો કે જેના ઉપર વ્યવસ્થિત ઉદ્યોગને ફાયદાકારક રીતે ચલાવવાનું અવલંબે છે તેમને કેળવવા માટે વિસ્તૃત પાયા પદ્ધતિસર સગવડો આપવાથી શરૂઆત કરવી એ ખરો રસ્તો છે તેમ છતાં તેઓ આશા સેવે છે કે એ વિસ્તાર એટલો ઝડપી તો નહિ જ થાય કે જેથી એ વ્યવસ્થિત ઉદ્યોગના વિસ્તારથીયે આગળ વધી જાય. (પાન ૪૨) આમજનતાના કલ્યાણની એમને પડી હોય એવું તો ક્યાંય દેખાતું નથી. એમની ભલામણનું ધંધાદારી શિક્ષણ તો મોટા ઉદ્યોગની હાજતો સાથે શરૂ થાય છે. અને પૂરું પણ થાય છે. આ અહેવાલ સૂચવે છે તે પ્રમાણે તો આવા શિક્ષણ સાથે સરકારને કશી લેવાદેવા ન હોવી જોઈએ. વ્યવસ્થિત ઉદ્યોગો પોતે પોતાનું ફોડી લે તેટલા સમર્થ હોવા જોઈએ અને તે ચલાવવા માટે જોઈતા માણસોની તાલીમને પણ તેઓ જ જાતે પહોંચી વળવા જોઈએ. જાહેર પૈસા જેમની પાછળ ખર્ચાય છે એવી તપાસસમિતિઓ તો કામદારોની મોટામાં મોટી સંખ્યાની કેળવણીનાં સાધનો અને માર્ગો સૂચવે એવી તેમની પાસેથી હરકોઈ આશા રાખી શકે. છતાં ખેતીવાડીનાં શાહી પંચ (૧૯૨૮) નાં નીચે પ્રમાણે ટાંકેલા મત સાથે પોતે મળતા થાય છે એટલું જણાવીને ગ્રામપ્રજાના હિતને આ અહેવાલમાં ઉડાવી દેવામાં આવ્યું છે: "ખેડૂતના સવાલોનો મુખ્ય નિકાલ તો ખેતીને કસદાર અને વિવિધતાવાળી કરવામાં આવી જાય છે." ગ્રામઉદ્યોગોની સ્થાપનાથી ગ્રામપ્રજાની સ્થિતિ સુધારવાની શક્યતાઓ નામમાત્ર થાય એમ અહેવાલ જણાવે છે. આથી એ અહેવાલ મૅકોલેની મતનોંધની સ્વાભાવિક પ્રતિપત્તિરૂપ અને એમાંથી જ નીપજ્યો હોય એવો જણાય છે.

## ગ્રામ પદ્ધતિ

આપણા પોતાના દેશમાં ભૂતકાળમાં જે કેળવણીની પદ્ધતિ અનુસરવામાં આવતી હતી તે જીવનની પ્રયોગભૂમિ રૂપ હતી. શિષ્ય ગુરુને પગલે ચાલતો અને એ ગુરુની નજર તળે રોજિંદુ જીવન જીવતો તથા ગુરુની ભાવનાને પોતાની કરતો. માત્ર આધ્યાત્મિક શિક્ષણની દિશામાં જ નહિ

પણ જીવનની તમામ દિશાંમા એ એ પ્રમાણે કરતો. પિતા જેમ પોતાની
પૈતૃક ફરજને ધધાદારીની દષ્ટિથી જોતા નથી તેમ ગુરુ પણ શિક્ષણને
ધધા તરીકે જોતા નહોતા ગુરુ પોતે પોતાનુ જીવન જીવતા અને એના
મૌન આચારમાથી જીવન તરફની એની જે દષ્ટિ વ્યક્ત થતી તે તેના
શિષ્ય પોતાના ગજા પ્રમાણે ગ્રહણ કરતો. ઈશુએ જ્યારે પોતાના શિષ્યો
પસદ કર્યાં ત્યારે ‘ મને અનુસરો ’ એટલો સુખન જ કાઢ્યો હતો, નહિ
કે તેને વાચીને ગોખવા પુસ્તકોની કોઈ યાદી કરી આપી હતી તેઓને
માત્ર ગુરુદેવને પગલે ચાલવાનુ હતુ એ જ આપણી શિક્ષણપ્રણાલી હતી

## પાશ્ચાત્ય પદ્ધતિ

પશ્ચિમની વિચારસરણી પ્રમાણે તો શિક્ષણને એક ધધા તરીકે
અને પ્રતિષ્ઠિત વેપાર તરીકે લેખવામા આવે છે હિન્દમા આજે કેળવણી
એ છૂટક વેપારીનો ધધો થઈ પડ્યો છે. નાની હાટડી ચલાવનારો
વાણિયો જેમ નફો કોરી ખાય તેમ જ કહેવાતા અધ્યાપકો અને શિક્ષકો
પોતાની આજીવિકા મેળવી રહ્યા છે છૂટક માલનો વેપારી થોકબધ
વેપારીને ત્યાથી માલ ખરીદી વર્ગકોને નફો લઈને વેચે છે તેમ અર્થ
શાસ્ત્રનો હિન્દી અધ્યાપક પોતાનો જ્ઞાન રૂપી માલનો જથો માર્શલ, પિગો
કે સરકારી અહેવાલોમાથી ઉપાડી પોતાના વિદ્યાર્થીઓને વેચે છે એથી
વેપારીને જેમ પોતાના ઘરાક કે માલ ઉપર પ્રેમ નથી હોતો તેમ એ
અધ્યાપકો અને શિક્ષકોને પણ વિદ્યાર્થી કે વિષય પર પ્રેમ નથી હોતો.
માત્ર પગાર કે નફો જ એમને આકર્ષનારી શક્તિ છે આપણે એમના
જીવનની હાજતો પૂરતો જ પુરસ્કાર આપવાનુ ઠરાવીએ તો કેટલા એમના
ધધાને વળગી રહેવાના ? જૂની પદ્ધતિમા તો દરેક ગામડુ પોતાની શાળા
માટે જમીનો કાઢી આપતુ અને એથી શિક્ષકોની હાજતો પૂરી પડતી.
આજે તો ખાતાપીતા વેપારીને મોટા શહેરોમા પોતાના વેપારમાં જેટલા
મોટા નફા જોઈએ છીએ તેટલા મોટા નફા આજના ભાડૂતી કેળવણી-
કારોને પોતાના ધધામા જોઈએ છે ટૂકમા, દરેક ઠેકાણે માત્ર વૈસ્યવૃત્તિ
નજરે પડે છે, જે આપણા દેશમા ખરી કેળવણીના આદર્શોથી વિપરીત છે.

## શિક્ષણસુધારનો ઇતિહાસ

કેળવણીના સુધારકોને આ વિપર્યાસ જણાયો તો છે પણ હજુયે
એનો ઉપાય શોધી શક્યા નથી. પંદર વર્ષ પહેલાં સત્યાગ્રહ જગે શાળા

પાઠશાળાઓમાંથી વિદ્યાર્થીઓને નીકળી આવવાની હાકલ કરી ત્યારે એ
સંસ્થાઓમાં અપાતી કેળવણી કેટલી વ્યર્થ હતી એનો ખ્યાલ આવી ગયો
હતો. એ વખતની ચાલુ પદ્ધતિની જગાએ નવું મૂકવવાનું આપણી પાસે
ઝાઝું ન હતું તોપણ સરકારી વિદ્યાપીઠોમાં અપાતી કેળવણી નહિ
કેળવણી કરતાં બદતર હતી એટલું તો લાગ્યું જ હતું. વિદેશી સરકારના
ઉપયોગ માટે કારકુની ઢાંચામાં આપણા યુવાનોને ઢળાતા અટકાવવા માટે
બાળો પાઠશાળામાંથી તેમને નિર્મુક્ત રાખવા એ જ એક ચોખ્ખો લાભ હતો.

આ પહેલું પગલું ભર્યા પછી કેટલાક પ્રકારની કેળવણી આપવાના પ્રયાસ
થયા. વિવિધ રાષ્ટ્રીય વિદ્યાપીઠો હસ્તીમાં આવી. સરકારી વિદ્યાપીઠો અને
આ નવીન સંસ્થાઓના મુખ્ય ભેદ તો જ્ઞાનપ્રદાનના વાહનની પસંદગીનો
હતો. જ્યાં અંગ્રેજીને પ્રાધાન્ય હતું તેને પદભ્રષ્ટ કરીને પ્રાંતીય ભાષાઓ
પોતાનું વર્ચસ્વ સ્થાપિત કરી શકી. એ ઉપરાંત અભ્યાસક્રમમાં પણ થોડો
ફેરફાર થયો. દરમિયાન પ્રજાની પ્રકૃતિને પૂરેપૂરી બંધબેસતી શિક્ષણ-
પ્રણાલિકા વિચારી કાઢવામાં કેળવણીકારો ભેજાં કસી રહ્યા હતા. એને
પરિણામે ઉદ્યોગ કે હાથઉદ્યોગના રૂપમાં શરીરશ્રમ દાખલ થયો. ક્રમશઃ
અરધો વખત ધંધાદારી શિક્ષણ પાછળ અને અરધો સાંસ્કારિક વિષયોના
શિક્ષણ પાછળ અપાવા લાગ્યો. બેએક વર્ષ અગાઉ સુધી આ પ્રમાણે ચાલ્યું.
આ શિક્ષણપદ્ધતિએ વધારે વ્યક્તિત્વવાળા માણસો ઉપજાવ્યા પણ તેઓ
આદર્શ ગ્રામજનો ન થઈ શક્યા. આ સંસ્થાઓ ઘણુંખરું શહેરોમાં હતી
અને તેથી એમાં ભણનારા ગ્રામજીવનના લાભથી વંચિત રહી જતા હતા.
અણવિકસિત યુવાનો માટે શહેરી જીવનનાં પ્રલોભનોનો સામનો કરવો એ
કપરું કામ હતું. નવી વિદ્યાપીઠોમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓ દેશની
હાજતોની પરિભાષામાં વિચારતા થયા, પણ તેઓ કેટલુંક 'પ્રચારકાર્ય'
અને સંગઠન કરવા ઉપરાંત ઝાઝું રચનાત્મક કામ કરી શક્યા નહિ.
ગામડાંમાં તો તેઓ ઉડન્ત પંખી જેવા નીવડતા—તેઓ આસન વાળી ત્યાં
બેસી શકતા નહિ. ગામડાંમાં એમની અસર સારી તો થતી પણ કાયમી
નીવડતી નહિ.

અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ સ્થપાતાં તાલીમ પામેલા ગ્રામ-
સેવકોની જરૂરિયાત જણાઈ. વિદ્યાપીઠની જે પદ્ધતિ અજમાવવામાં આવી
હતી તે ખરી આવી નહિ. તેથી જ ગામડાંમાં જ જીવન ગુજારવા તત્પર
અને ગ્રામજનોમાં ભળી જઈ તેઓમાં પોતાનો જ્ઞાનપ્રકાશ ફેલાવી ગ્રામ-

લોકોને સુખ અને પ્રોત્સાહન આપે તેવા માણસો તૈયાર કરવાની જરૂર જણાઈ. શહેરી જીવન તરફ વલણ ધરાવનારને ગામડાંમાં મોકલવામાં કંઈ અર્થ નહોતો. બીજાને પોતાના ઉદાહરણથી દોરે તેવા સાચી ઢબના ગ્રામજનોની અમારે તો જરૂર હતી. અમારા વિદ્યાર્થીઓ ગામડાંનું સામાન્ય જીવન જીવે તેવા આદર્શ-ગ્રામજનો બને એ ખાસ જરૂરનું હતું. સામાન્ય ગ્રામવાસી જેમ સ્વપરિશ્રમ વડે ઉદ્યોગમાંથી પોતાનો નિર્વાહ કરી શકે છે તેવી જ રીતે વિદ્યાર્થીઓએ પણ એકાદ ઉદ્યોગમાંથી પોતાનો રોટલો મેળવી લેવો જોઈએ. આ ઉદ્દેશથી વિદ્યાર્થીને એકાદ ઉદ્યોગ શીખી લઈને સ્વાશ્રયી બનવાની તક મળે એ રીતે અમારા વિદ્યાલયનું પુનર્વિધાન કરવામાં આવ્યું. એક ઉદ્યોગને મધ્યબિન્દુ બનાવીને વિદ્યાર્થીઓને બીજા પણ વિષયો શીખવવામાં આવે છે, આમાં આદમીને જિંદગી માટે સુયોગ્ય બનાવવાનો પુરણો સિદ્ધાંત જ ઘણે અંશે સમાયેલો છે. આ પ્રયોગનાં પરિણામ તપાસવાનો વખત થયો નથી કેમકે હજી તો એ થોડા મહિના થયા જ અમલમાં આવ્યો છે. હરેક શખસ પોતાની આસપાસ સારી યા નરસી અસર ફેલાવે જ છે. એટલે હવે આપણે તાલીમ પામેલા યુવાનોને ગામડાંમાં ગોઠવીને સારી અસર ફેલાવી શકીએ તો ગામડાંનો પ્રશ્ન ઘણે અંશે ઉકલી જશે.

## સાચાં મૂલ્યો

### ૧. જીવનના ધોરણ વિષયક

ક્રમભાગ્યે આપણી (સરકારી) વિદ્યાપીઠોમાં તૈયાર થઈ નીકળતા યુવાનો વિદેશીઓએ સ્થાપેલાં જીવનનાં ધોરણોની આંધળિયા નકલ કરનારા નીવડે છે. સાચી રીતે કે ખોટી રીતે ગ્રામજનતા આ નકલબાજો તરફ માર્ગદર્શન માટે નજર માંડે છે અને એનાં પરિણામ દુઃખદ આવે છે. દૂર દૂરનાં ગામડાંઓમાં પણ આ ખોટું મૂલ્યાંકનનું ધોરણ ઘર કરતું જાય છે. ગામડિયો પણ પોતાના ગજા ઉપરવટ થઈને પોતાનો આટો અને આવરદા ગુમાવી શહેરી લોકોની નકલ કરવા તરફડિયાં માર્યા કરે છે, અને એ રીતે કરજના કાદવમાં ઊંડો ને ઊંડો ખૂંચતો જાય છે. આયાત કરેલી ટાપટીપ ખરીદવાની ઘેલછાને પરિણામે ગામડાંમાં જે કંઈ રોજગાર છે તે પણ નિર્મૂળ થાય છે. જેમ જેમ વધારે ને વધારે વિદેશી વસ્તુઓ ખરીદાતી જાય છે તેમ તેમ આપણી પોતાની બેકારી વધતી જાય છે અને આપણા

ગરીબીનાં મૂળ ઊંડા જતાં જાય છે. ગ્રામજીવનના તમામ પાસાઓને આપણી કેળવણીએ સ્પર્શવાનુ છે. ગ્રામજનનું જીવન કેવી રીતે હાવકું અને સુઘડ બની શકે એનો પ્રત્યક્ષ પાઠ આપણે એમને પૂરો પાડવાનો છે. મૂલ્યોનાં નવાં ધોરણો મૂલવવાનાં છે અને એમને વિકસાવી એમનાં જીવનમાં અંકિત કરવાનાં છે. એ ધોરણો ગ્રામજનતાને કલ્યાણ માર્ગે લઈ જાય તેવાં જ હોવાં જોઈએ.

## ૨. સામાજિક

આપણો વ્યવહાર કુદરતી માર્ગથી એટલો દૂર જઈ પડ્યો છે કે આપણું પોતાનું જીવન જ આપણને મારી નાખે છે. પડછાયાને પકડવા જતાં આપણે વસ્તુને ખોઈ બેસીએ છીએ. થોડા વખત પહેલાં સંસ્કૃત વિદ્યાનું એક ધામ જોવા હું ગયો હતો. પણ સાચી સંસ્કૃતિથી તેઓ કેટલા વેગળા ધસડાઈ ગયા હતા તે જોઈને તો મને ભારે ખેદ થયો. બ્રાહ્મણની અમુક જ શાખા ને અમુક મંત્રો શીખવતી એ પાઠશાળામાં બાપડા હરિજનને પ્રવેશછૂટ ન હતી એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. શું આનું નામ સંસ્કૃતિ? જ્યારે આપણે બ્રિટિશ લોકો પાસેથી 'કેળવણી' લઈ રહ્યા છીએ ત્યારે હિન્દમાં સાચા બ્રાહ્મણો છે એમ શી રીતે કહી શકાય? જ્યારે આપણે પરદેશી રાજ્યસત્તા નીચે છીએ ત્યારે દેશમાં સાચા ક્ષત્રિયો છે એમ કેમ કહી શકાય? જ્યારે દેશ બ્રિટિશ ચૂસણનીતિનો ભોગ થઈ પડ્યો છે ત્યારે આપણે ત્યાં સાચા વૈશ્યો છે એમ કેમ કહી શકાય? જો કોઈ બ્રાહ્મણ હોય, ક્ષત્રિય હોય કે વૈશ્ય હોય તો માત્ર અંગ્રેજ છે. દુનિયાના અસ્પૃશ્ય બની ગયેલા આપણામાંના કેટલાક આપણા આ અધઃપાતને સમયે પોતાને બ્રાહ્મણ કહેવડાવવાનો ઢોંગ કરે છે અને દૂર દૂરના ખૂણે જ્ઞાનની મશાલ લઈ જવાને બદલે પોતાનો દીવો ઢાંકણીમાં છુપાવીને ફરે એ ખરેખર ખેદજનક નથી? આપણા દેશના આમ અસ્પૃશ્ય રહેતા બ્રાહ્મણોનો આ ગર્વ અને ઉદ્ધતાઈ કરતાં બીજું કયું વધારે હૃદયવિદારક હોઈ શકે? ખોરાકને પચવું ગણી શકાય તો જ પ્રાચીન વિદ્યાને રટરટથી એને સંસ્કૃતિ કહી શકાય. જેમ ગાય ઘાસ ખાય છે અને દૂધ આપે છે તેમ આપણે પ્રાચીન વિદ્યા ભણીએ અને આજના પ્રશ્નોના સહવાસમાં રહીને એ જ્ઞાન દ્વારા વર્તમાન સમાજનાં અનિષ્ટોને ઇષ્ટ રૂપમાં પલટાવી શકીએ તો જ આપણે સાચી સંસ્કૃતિ મેળવી કહી શકાય. પ્રસ્તુત પ્રશ્નોના સંસર્ગ ટાળીને આપણે સંસ્કૃતિ પ્રાપ્ત કરી શકીએ નહિ. પુસ્તક-

લયમાં ઓછી માહિતી મળવાનો સંભવ છે પણ સંસ્કૃતિ મળવી શક્ય નથી. સંસ્કૃતિ વિદ્યાની એ સંસ્થા માનવીઓને કરતા ગ્રંથો કે ચર્વતા માહિતી-કોશો બનાવી શકે છે પણ જ્યાં સુધી એ જગતથી અલિપ્ત રહે છે ત્યાં સુધી તે સંસ્કૃતિ બક્ષી શકશે નહિ. આવી સંસ્થાઓ વાંઝ જેવી પરોપ-જીવી હોય છે અને તે બંધાઈ જવી જોઈએ. આ સંસ્થાઓ આપણી કેળવણીની પદ્ધતિમાં રોગનાં જંતુ ઉત્પન્ન કરનાર મથકોરૂપ હોય છે. સાચી કેળવણી તો કોઈ પણ પ્રકારના જાતિ કે ધર્મભેદ વિનાની હોય. માનવબંધનોથી તે સદાકાળ પર રહે છે. તમામ માનવજાતનું ગૌરવ આપણે પિછાનીએ નહિ ત્યાં સુધી કહેવાતા એ જનોઈના પવિત્ર તાગડા વતી આપણે મૃત્યુ અને અવનતિના પાશમાં બંધાયેલા જ રહીશું. આપણે એ બંધનો ખંખેરી કાઢવાં જોઈએ. પોતે બ્રાહ્મણ છે એમ માની કોઈ મગરૂબી ધરાવતું હોય તો તે જાણી લે કે હિન્દને આવા કૃત્રિમ ભેદોને લીધે જ દુનિયા આગળ નીચી મૂંડીએ ઊભા રહેવું પડે છે. અસ્પૃશ્યતા અને જ્ઞાતિના ચડતા ઊતરતા મનાતા દરજ્જાના ખ્યાલને જ્યારે આપણે તિલાંજલિ આપીશું ત્યારે જ સંસ્કૃતિ દેવી આપણા તરફ કૃપાકટાક્ષ કરશે.

### ૩ આર્થિક

પાશ્ચાત્ય વેપારના નિકટ પરિચયે આપણા ઉપર સોનાના મારે ભૂરકી નાખી છે. આપણાં સંસ્કાર મૂલ્યોની જગ્યા આર્થિક મૂલ્યોએ બથાવી પાડી છે. આપણે માણસાઈની પરિભાષા ભૂલી સોનાની પરિભાષામાં વિચારવા લાગી ગયા છીએ. બ્રાહ્મણ સંસ્કૃતિનાં ધોરણોની જગ્યાએ પાશ્ચમતી વાણિયાશાહી સંસ્કૃતિ ઘૂસી ગઈ છે. બદલાની અપેક્ષા વિના સમાજને જે સેવા અર્પણ કરતો તે માટે બ્રાહ્મણની કિંમત અને માન હતાં. જન્મે બ્રાહ્મણ હોય અને પૈસા ખાતર વકીલાત કરતો હોય તે બ્રાહ્મણ કહેવાય નહિ. તે તો પૈસાકાંક્ષી વાણિયો જ ગણાય. જન્મથી જે ક્ષત્રિય હોય તે પરદેશ સરકાર તળે હોદ્દો સ્વીકારે તે ક્ષત્રિય ગણાય નહિ, કેમકે એ તો નાણાં વાસ્તે પોતાની જાન વેચે છે. સાચો બ્રાહ્મણ તો પૈસા કરતાં સામાજિક સેવાને જ શ્રેષ્ઠ. ગણે તેમ સાચો ક્ષત્રિયબચ્ચો તો સ્વાતંત્ર્ય કાજે પોતાના પ્રાણ પાથરશે પણ હરગીજ દ્રવ્ય સારુ પોતાના આત્માને વેચશે નહિ. જે કેળવણીની પદ્ધતિ પ્રથમ વસ્તુને પ્રથમ સ્થાન આપતી નથી એ આપણે માટે ધ્યાન દેવાલાયક ગણાય જ નહિ. જનસમુદાયને કેળવવાના કોઈ પણ પ્રયાસમાં બીજી બધી બાબતો કરતાં નાણાં વિષયક,

આર્થિક, અને સામાજિક મલ્યોનાં માર્યાં ધોરણો ઠસાવવાની વાતનો સમાવેશ થવો જોઈએ.

## જીવનના વિવિધ પાસા

માણસ એ અનેક મિશ્ર તત્ત્વોનો બનેલો પ્રાણી છે. આપણે એના અલગ અલગ ભાગલા ન પાડી શકીએ, અને એને જુદા જુદા હિસ્સામા કેળવી ન શકીએ. જે કેળવણી શારીરિક નૈતિક અને આધ્યાત્મિક અંગોની ઉપેક્ષા કરીને માત્ર બૌદ્ધિક વિકાસને જ અનુલક્ષે તે ઠિંગણા મનુષ્ય પેદા કરે છે એમ કહી શકાય. ખરી કેળવણી એ જો આપણુ ધ્યેય હોય તો આપણે એક સાથે તમામ શક્તિઓ તરફ લક્ષ આપવુ ઘટે છે શારીરિક, સામાજિક, માનસિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ આપણે માનવીનો વિકાસ સાધવાનો છે એને ઘડવો શીખવવાનો છે. સમાજના એક સભ્ય તરીકે કેમ રહેવુ એ એને શીખવાનુ છે જુદા જુદા અનેક વિષયોનાં મૂલ્ય આંકવાનુ પણ એને શીખવાનું છે. આમ માણસનો પૂર્ણ વિકાસ ન સાધે તે કેળવણી જ નથી.

આપણુ એક પણ કાર્ય એવુ નથી હોતુ કે જેની અમુક છાપ આપણા ઉપર રહી ન જાય માનવી પ્રત્યાઘાતો સમાજના હિતની દૃષ્ટિએ થાય એવુ આપણે ઇચ્છતા હોઈએ તો આપણું કામ, આપણી રમતો, આપણો વિનોદ અને આપણો આરામ એ બધાંની વિચારપૂર્વક યોજના કરવી જોઈએ માણસના જીવનનો મોટો ભાગ તો કામ માટેની તાલીમ જ રોકે છે. આપણો ઘણોખરો સમય આર્થિક પ્રવૃત્તિ પાછળ ખર્ચાય છે.

ભાવ બનાવવાની ક્રિયા દરમયાન જ આપણી શક્તિઓ વિકસતી જાય અને જીવન સમૃદ્ધ બનતુ જાય એવી ગોઠવણ થાય તો તેટલે અંશે પ્રજા ચડે. ગૌણ કાર્ય પ્રજાને ઘસી નથી નાખતુ પણ નડે છે. કામનો ધર્મ તો જીવનના આદર્શને અમલમાં મૂકવનો છે. જે ધર્મ માત્ર પૂજાના વિધિ-વિધાનમા જ રાચે છે. તેથી શરૂ થઈ તેનાં જ અટકે છે– એ ઉપરચોટિયો ધર્મ ગણાય ધર્મ જો આપણા પ્રત્યેક કાર્ય તથા જિંદગીની દરેક ક્ષણને ન સ્પર્શે તો તે મિથ્યા જ સમજવો

## નાણાં અને સંગઠન

સરકારની નાણાં મેળવવાની જે વર્તમાન નીતિ કેળવણીને આબકારી ખાતાની આવક ઉપર અવલંબિત રાખે છે તે તો એક મહત્ત્વપ્રકરણી દાન છે. સિદ્ધાંતની

દૃષ્ટિએ એ ધરમૂળ દોષપાત્ર છે. મધ્યવર્ગનાં બાળકો સારુ આ બનાવવા આપણે ગરીબોનાં છાપરાં બાળવાં ન ઘટે. એથી તો મધ્યમવર્ગને થોડુંક વધારે ઘી આપવા જતાં ગરીબ વધારે ગરીબ બને છે તથા તેમનાં કૌટુંબિક જીવનનું અને ચારિત્ર્યનું નખ્ખોદ વળે છે. જનસમુદાયનું રક્ત ચૂસીને કોઈ પણ પ્રજા પ્રગતિને પંથે પળી શકે નહિ. સરકારને સસ્તા કારકુનો પૂરા પાડવા ખાતર પિતાઓને સંહારી તથા માતાઓને વેશ્યાઓ બનાવવા કરતાં આવી કેળવણીથી વંચિત રહેવામાં કંઈ બગડી જતું નથી. આપણે જરા થોભીને પરિસ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ કરીએ તો જ આપણને સામુદાયિક શિક્ષણની નીરોગી પદ્ધતિ યોજવા માટે સ્પષ્ટ માર્ગ નજરે પડશે, અને એ કેળવણી સંહારાત્મક ન રહેતાં રચનાત્મક થશે, મૃત્યુ નિપજાવવાને બદલે આરોગ્યપ્રદ થશે અને લૂંટવાને બદલે આપણા ધનમાં ઉમેરો કરશે.

સમાજ પાસેથી જેઓ વધારે પામ્યા છે તેઓએ પોતાની શક્તિ જે તંગીમાં હોય તેમને માટે છૂટથી ખર્ચવી જોઈએ. સેવાભાવે આપણે બીજાને જે આપીએ છીએ તેથી જીવન સમૃદ્ધ થાય છે, નહિ કે આપણી કનેનું સંગ્રહી રાખવાથી. સારી સરવણીવાળો કૂવો તો જેમ જેમ પાણી તેમાંથી ખેંચાતું જાય તેમ તેમ નિર્મળ બનતો જાય છે.

આપણે આપણો પુરુષાર્થ કેન્દ્રિત કરવાનો છે. સરકારી વિદ્યાપીઠોનું શિક્ષણ થોડો વખત ફગાવી દઈએ તો તેથી પ્રજા રાંડી પડવાની નથી. આજે તો આપણે જોઈએ તેથી વધારે ગ્રેજ્યુએટો—સ્નાતકો છે એટલે કે ઉચ્ચ કેળવણી તરફ વધારે લક્ષ આપીએ છીએ. વળી આપણને ખપ લાગે તેવા એ ગ્રેજ્યુએટો છે પણ નહિ ને તેથી બેકારીનો કોયડો ઊભો થયો છે. નહિતર એમને કામે લગાડી દેવામાં મુદ્દલ મુશ્કેલી ન પડવી જોઈએ

આપણું ધ્યેય તો ગ્રામવાસીઓને વધારે ઉપયોગી અને કાર્યક્ષમ બનાવવાનું હોવું જોઈએ. બહારની આલતુફાલતુ હકીકતના બોજાથી એમને લાદી દેવાની મુદ્દલ જરૂર નથી. રેડિયો અને ટોકી જો કે મદદરૂપ અને તોપણ ગ્રામકેળવણીનું એ મુખ્ય સાધન ન થઈ પડવું જોઈએ. કેમકે એની પાછળ ખર્ચાતી રકમ બેહદ વધારે પડતી હોય છે. આનંદ-વિહારનું કામ ગામડાંમાં પોતામાંથી થવું જોઈએ, નહિ કે ગ્રામજનો ઉપર બહારનું આગમ વધાવું જોઈએ. બહારનો બોજો ફેંકવા માટે કૃત્રિમ

ટેકાઓની જરૂર પડશે, પણ જે ગામડાંમાં પોતામાંથી ઊગી નીકળશે તેમાંથી ખરી સંસ્કૃતિ ઊભી થશે, કે જે સંસ્કૃતિને પ્રતાપે માનવી માનવી સાથે, ગામડું ગામડા સાથે સંસ્કારને સ્નેહબંધને બંધાઈ રહેશે, ને જેનાથી દેશ આખરે એક અને અભેદ્ય બની રહેશે

જે સંગઠન આપણે કરવું છે તેના રૂપને નાહક વધારે મહત્ત્વ ન આપવું જોઈએ. સંગઠનો ગમે તેટલાં મહત્ત્વનાં હોય છતાં કેવળ એમને જ મહત્ત્વ આપવા જતાં વૈયક્તિક તત્ત્વને આપણે વીસરી જઈએ છીએ. પરિણામે આપણાં સંગઠન તંત્ર-જડ અને ખર્ચાળ નીવડવાનો સંભવ રહે છે. બીજાં ક્ષેત્રોની માફક કેળવણીમાં પણ કેન્દ્રીકરણ કરવાથી દૂરસ્થ સંચાલકોના હાથમાં વધારે પડતો અંકુશ રહે છે. કેન્દ્રીકરણ એ ખરી કેળવણીને વિઘાતક એવી જડ પ્રથાઓ અને એક અગ્રે મડવાની અર્થશૂન્ય એકાંતિકતાઓને જન્મ આપશે. પોતાના પાડોશીઓની નજર તળે ગ્રામશિક્ષકને કામ કરવું હજાર દરજ્જે સારું છે. વળી દરેક ગામડું પુરાણી પદ્ધતિ પ્રમાણે ગામના વિદ્યામંદિરને કેટલીક જમીન કાઢી આપીને કેળવણીનું ખર્ચ ઉપાડે એ વધારે સારું છે. જો આવી પદ્ધતિ ને કેન્દ્રમાંથી નિરીક્ષણ અને સલાહના લાભ મળી શકે તો આપણો ઉદ્દેશ બરાબર ફળે, ને આવી ગ્રામશાળાની વ્યવસ્થા સ્થાનિક જાહેરમતને વશ વર્તે. આજે તો શિક્ષકે વર્ષમાં એક બે વાર નિરીક્ષકને સંતોષ આપ્યો એટલે પછી તે નિરાંત કરીને બેસી શકે છે. આથી કશી પ્રગતિ નથી સધાતી તો પછી સ્થિર કામ તો ઘણું થાય જ શેનું ?

દરેક ગ્રામશાળા સંસ્કૃતિનું કેન્દ્ર તથા બહારની દુનિયાના સંસર્ગબિન્દુ સમાન થઈ પડવી જોઈએ. પણ આ વિચારણામાં જે એક માત્ર જોખમ રહેલું છે તે એ છે કે શિક્ષકોમાં ઊગતી પ્રજા તરફની પોતાની મુખ્ય ફરજ ચૂકી જઈને સામાજિક ભાવના પોષવાની કદાચ આદૃત પડી જાય. સામાજિક વિકાસ એ તો શાળાનું આનુષંગિક અંગ હોવું જોઈએ, નહિ કે એનો મુખ્ય ઉદ્દેશ. માનવસ્વભાવમાં અને આપણા પોતામાં શ્રદ્ધા ધારણ કરીએ અને આપણા ધ્રુવ તારાને લક્ષમાં રાખીને આપણે આગળ ધપવું જોઈએ તો જ આપણી વચ્ચે વિગ્રહોમાં, ભેદો હોવા છતાં સાચી સંસ્કૃતિ અને આધારભૂત મુખ્ય ધોરણોને વિકસાવવાના આપણા ધ્યેયને પહોંચી વળીશું અને ભેદ છતાં ઐક્ય સ્થાપી શકીશું.

## સૂચિત યોજના

હમણાં હમણાં સાચા શિક્ષણ કયાં ગણવા જોઈએ એ વિષે ઘણો ઊહાપોહ થઈ રહી છે. ગાંધીજી સૂચવે છે કે કેળવણીને સ્વાશ્રયી બનાવવી જોઈએ. એ લખે છે કે 'બાળક અને માણસમાં તન મન અને હૃદયમાંના ઉત્તમ ગુણને સમગ્ર રીતે બહાર આણવું એને હું કેળવણી કહું છું. અક્ષરજ્ઞાન એ કંઈ કેળવણીનો અંત કે આદિ નથી. એ તો પુરુષ અને સ્ત્રીને કેળવવાનાં સાધનોમાંનું એક સાધન જ છે. એથી હું તો બાળકની કેળવણીની શરૂઆત એ કંઈક ઉત્પાદન કરી શકે એવા ઉપયોગી હાથઉદ્યોગથી જ કરવા ઇચ્છું. એટલે રાજ્ય જો આ શાળાઓમાં પેદા થતો માલ લઈ લે તો દરેક શાળાને આ રીતે સ્વાશ્રયી બનાવી શકાય.

હું માનું છું કે કેળવણીની આ પદ્ધતિ દ્વારા મન અને આત્માનો ઊંચો વિકાસ શક્ય છે. માત્ર દરેક હાથઉદ્યોગ બાળકને આજે જેમ યાંત્રિક ઢબે શીખવાય છે તેમ ન થતાં વૈજ્ઞાનિક ઢબે શીખવાવો જોઈએ. એટલે કે બાળકે પ્રત્યેક ક્રિયાના કાર્યકારણનું રહસ્ય સમજવું જોઈએ. હું આ કંઈ આત્મવિશ્વાસ વિના લખી નથી રહ્યો. મારા વિશ્વાસ પાછળ અનુભવનું પીઠબળ રહેલું છે. જ્યાં જ્યાં કાર્યકરોને કાંતતાં શીખવાય છે ત્યાં ત્યાં વધતીઓછી પૂર્ણતાથી આ જ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. ચંપલ બનાવતાં અને કાંતતાં પણ મેં પોતે આ જ ધોરણે શીખવ્યું છે ને તેનાં પરિણામ સારાં આવ્યાં છે. આ પદ્ધતિ ઇતિહાસ કે ભૂગોળના જ્ઞાનને પણ બાકાત રાખતી નથી. પણ મને તો એમ જણાય છે કે એવી સામાન્ય માહિતી મોઢાની વાતોથી ઉત્તમ રીતે આપી શકાય છે. લખવાવાંચવા કરતાં આ રીતે દસગણું જ્ઞાન આપી શકાય. બાળક કે બાળકી કાંઈક રુચિ કેળવ્યા પછી એને મૂળાક્ષરનું શિક્ષણ આપી શકાય. આ દરખાસ્ત ક્રાન્તિકારી છે પણ એથી પુષ્કળ મહેનત બચે છે અને જે શીખતાં બાળકને વધારે વખત લાગત તે એ એક વર્ષમાં મેળવી લે છે. આમાં બધી રીતે કરકસર છે. એનો ઉપયોગ શીખતાં જ બાળક ગણિત પણ શીખી લે છે.'

હું પ્રાથમિક શિક્ષણને વધુમાં વધુ મહત્ત્વ આપું છું એમાં હું અંગ્રેજી સિવાય હાલની મેટ્રિક સુધીના જ્ઞાનનો સમાવેશ કરું છું. જો બધી પાઠશાળાના વિદ્યાર્થીઓ એકાએક પોતાનું જ્ઞાન ભૂલી જાય અને એથી એના થોડા લાખ કૉલેજિયનોના સ્મૃતિભ્રંશથી જે નુકસાન થવાનું પડે તે ૩૦ કરોડ જનતાની આસપાસ જે આ પ્રકારનો મહાસાગર ભરાઈ રહ્યો છે અને

તેથી પ્રજાએ જે નુકસાન સહ્યું છે અને સહે છે તેની આગળ કંઈ વિસાતમાં નથી. લાખો ગામડિયાઓમાં પ્રવર્તતા અજ્ઞાનનું માપ નિરક્ષરતાના માપથી નીકળી શકે નહિ'.

બાળકોની કેળવણી શરૂઆતની ભૂમિકાઓમાં કદી સ્વાશ્રયી થઈ શકે નહિ. તેમણે બનાવેલ વસ્તુઓનાં દામ ઊપજે નહિ. જો રાજ્ય તે ખરીદી લે તો તે નુકસાનને પહોંચી વળવાનો માત્ર બીજો માર્ગ કાઢ્યો ગણાય અને આપણે ભ્રમથી માનીશું કે કેળવણી-સ્વાશ્રયી થઈ. સ્વાશ્રયથી ગાંધીજી જે કહેવા માગે છે તે એ નથી કે બાળક દરેક વર્ષે પોતાના ઉત્પાદનમાંથી ખર્ચ ઊભું કરી શકશે. આ તો નાણાં સંબંધી ઘણો સંકુચિત ખ્યાલ આપણે બાંધ્યો કહેવાય અને એ કદી ખરો હોઈ શકે નહિ. એમના કહેવાના હાર્દમાં તો વિશેષ વિશાળ વસ્તુ રહેલી છે એમાં સ્વાશ્રમને માત્ર નાણાંની પરિભાષામાં જ નહિ પણ સુશિક્ષિત નાગરિક તરીકે બાળકની ભાવિ સેવાની પરિભાષામા પણ સમજ્યાનો છે. આજે તો ઘણી વાર ગામડાંમાં લેખન-વાચન ને ગણિતની જે કવાયત બાળકને મળે છે તે એટલી તો કંગાળ હોય છે કે તે થોડા-વર્ષના ગાળામાં કટાઈને ફરી નિરક્ષરતામાં પરિણમે છે અને કાળક્રમે એ રીતે બાળક પાછળ ખર્ચેલ નાણાં અને સમયની ચોખ્ખી બરબાદી થાય છે. પણ જો યોગ્ય રીતે ખર્ચ થયું હોય તો વર્ગની પેદાશ-માંથી વર્ષે વર્ષનું ખર્ચ ભલે ન નીકળી શકે, તથાપિ સાત વર્ષમાં શાળા-યતન દરમિયાનની વર્ગની કુલ આવકમાંથી શિક્ષકનો પગાર તો નીકળી આવે. પહેલાં બે વર્ષમાં ખોટ જશે. પછીનાં ત્રણ વર્ષમાં સરભર થાય; અને બાળકને યોગ્ય તાલીમ મળી હશે તો છેલ્લાં બે વર્ષના નફામાંથી શરૂનાં બે વર્ષની ખોટ-ખચીત જ ભરપાઈ થઈ જશે. આ વાત જવા દઈએ તોપણ સારા નાગરિકની તાલીમ પાછળ રાજ્યે કરેલા ગમે તેટલા ખર્ચનો બદલો તો મહેજે મળી રહે એમ છે. જો બાળક કાંતવા, રંગવા, વણવા, સીવવા, ચાદડી કે ટોપલા ગૂંથવા, કુંભારકામ, મોચીકામ, સુથારીકામ, લુહારકામ, પિત્તળ અને ધાતુકામ, કાગળ બનાવવા, ગોળ તૈયાર કરવો, ઘાણીકામ, મધમાખ ઉછેરનુ કામ જેવો કોઈ, સ્થાનિક માંગવાળો ધંધો શીખ્યો હશે તો એનો માલ ખપવાનો સવાલ વિકટ નહિ થઈ પડે. કારીગરને ત્યાંનો શિખાઉ ઉમેદવાર, પણ શરૂઆતમાં પોતાનુ ખર્ચ નથી કાઢી શકતો. કેટલોક વખત તો એની તાલીમ ખોટમાં જ ચાલવાની. પ્રારંભિક ભૂમિકાઓ વટાવ્યા પછી કંઈક જીવ જેવું એ પેદા

કરતો થાય ને ત્યાર પછી તો એ ખુશીથી પોતાનો ખર્ચ કાઢી શકે. આવી પ્રારંભિક તાલીમને પહોંચી વળવા માટે રાજ્યે નાણાં કાઢવાં જોઈએ યા તો પ્રજાએ એને માટે જમીન કે એવી થાપણ જુદી કાઢવી જોઈએ. બ્રિટિશ કરપદ્ધતિએ આમશાળાઓને ઉખેડી નાખી ત્યાં સુધી એ પ્રમાણે અગાઉથી ચાલ્યુ આવતુ. પણ બાળપ્રજાની કેળવણી એ રાજની ફરજ ગણાવી જોઈએ. આપણે હાલ જે પરિસ્થિતમાં મુકાયા છીએ તે રીતે આપણો પ્રશ્ન રાજકીય રીતે ઊભો થયેલો નાણાં વિષયક પ્રશ્ન છે અને એ સ્વાભાવિક નથી. એનો તોડ રાજકીય રીતે એને સુધારવાથી નીકળે તેમ છે; નહિ કે એ સ્થિતિને અનિવાર્ય તરીકે સ્વીકારી લેવાથી. શિક્ષક જાતે સુશિક્ષિત અને બાળકોને દરેક રીતે અનુકરણ કરવા માટે એક નમૂનારૂપ થઈ પડે એવી વ્યક્તિ હોવી જોઈએ. જેને સારો એવો શરૂમાં ૨૫ રૂ. જેટલો પગાર મળવો જોઈએ. શાળાનો સમય અને સત્ર ગ્રામપંચાંગ પ્રમાણે ગોઠવવાં જોઈએ. કાપણી લણણીના મોસમમાં કે ખેતરમાં ભરચક કામ પડ્યું હોય ત્યારે વર્ગો હોવા ન જોઈએ.

## યોજનાની સામાન્ય રૂપરેખા

સેગાંવ પદ્ધતિ બાળકના સાતથી ચૌદ વર્ષ સુધીની ફરજિયાત મૌલિક કેળવણીની ભલામણ કરે છે. શિક્ષણનુ વાહન કાંતણ જેવો કોઈ ઉદ્યોગ રહેવો જોઈએ, કે જેને મધ્યબિન્દુમાં રાખીને બધા વિષયો શીખવાય. બાળકોનું રોજિંદુ જીવન અને એ ઉદ્યોગ જ્ઞાનનાં તમામ ક્ષેત્રોમાં સમન્વય સાધવાની તકો પૂરી પાડે એવી અપેક્ષા રાખવામાં આવી છે. અને એની કક્ષા અંગ્રેજી સિવાય મેટ્રિક જેટલી હોય એમ ધ્યેય રાખવામાં આવ્યુ છે. આ લેખન શીખ્યા પહેલાં બાળકને લેખનકાર્ય શીખવવા પ્રયાસ થશે નહિ. વાચન પહેલું શીખવવામાં આવશે. બાર વર્ષની વય પછી બાળકને ધંધાની પસંદગી કરવા દેવામાં આવે. ચૌદ વર્ષની વયે વિદ્યાર્થી કાબેલ કારીગર થઈને બહાર પડશે એવી અપેક્ષા નથી પણ એણે એ ધંધામાં દાખલ થવા માટે પૂરતી તાલીમ તો અવશ્ય પ્રાપ્ત કરી જ હશે કે જેથી એ ધંધામાં પોતાની બુદ્ધિને ન્યાય આપી શકે.

## પરીક્ષા

આ યોજનામાં પરીક્ષાનો ભાર વિદ્યાર્થીઓને નહિ પણ શિક્ષકવર્ગને ઉઠાવવાનો રહેશે. દહાડાના ચોવીસે કલાક વિદ્યાર્થીજીવન શિક્ષકોના અંકુશ તળે રહેશે તેથી શિક્ષક દરેક વિદ્યાર્થી અને દરેક ઘર સાથે અને

વધ્યું નહિ.?' હેનરીએ જવાબમાં કહ્યું કે એ ગાયનું લીલામ થયું તે પહેલાં એ ગાયને ખરીદવા ઇચ્છનારાઓએ ગાયની હકીકત—વાર્ષિક દૂધની નીપજ અને વર્ષમાં બેઠેલ ખાધાખર્ચી તથા બીજા ખર્ચો વગેરે પૂછી તપાસીને નક્કી કરી લીધું હતું કે એની દૂધની પેદાશના પ્રમાણમાં વધુમાં વધુ ક્યાં સુધી કિંમત પોસાય. આથી ગાયની ઊંચામાં ઊંચી કિંમત એ લોકોએ પ્રથમથી જ આંકી લીધી હતી અને એથી આગળ વધવા કોઈ તૈયાર નહોતું'. એ બાળકોએ પોતાની જાતે વિચારવામાં જે એક કલાક ગાળ્યો તેથી એડમ સ્મિથથી માર્શલ સુધીના અર્થશાસ્ત્રીઓના સિદ્ધાન્તો તેમણે ગોખ્યા હોત તે કરતાં વધારે પ્રમાણમાં તેમની શક્તિઓ ઉત્તેજિત થઈ. જ્યારે સિદ્ધાન્તો અનુભવ ઉપર રચાયા હોય છે ત્યારે એ ધીરે ધીરે સર્જન અને મૌલિકતાની ભૂમિકા સુધી લઈ જઈ શકે છે.

વર્તમાન પદ્ધતિ મૌલિક વિચારકો પેદા કરવાની તાકાત ધરાવતી નથી. આપણી વિદ્યાપીઠોના સ્નાતકો સુધ્ધાંય ત્રીજી ભૂમિકા સુધી પહોંચ્યા નથી અને એ ખામીને લીધે આપણે સહ્યા કરીએ છીએ. આપણે જોઈ ગયા તે પ્રમાણે આપણને આપવામાં આવેલું ભણતર આપણને કારકુનો બનાવવા માટે જ યોજવામાં આવ્યું હતું અને મૌલિક મન એ કારકુનની તૈયારીનું અંગ નથી. આ ભૂમિકામાં તો કેટલીક સૂઝબુદ્ધિ અને આત્મવિશ્વાસની અપેક્ષા રહે છે. તેમાં શિક્ષકે જે ભાગ ભજવવાનો છે તે તો પડખે ઊભા રહેવાનો, જોતા રહેવાનો અને સૂચવતા રહેવાનો છે.

કોઈ પણ ધંધાદારી શિક્ષણને કળા સાથે કેટલોક સંબંધ ન હોય તો તે પૂરતું ગણાય નહિ. આ શિક્ષણના આ કળાવિભાગ તરફ ગુરુદેવ ટાગોરે ધ્યાન આપ્યું છે. લોકગીતો, સંગીત અને કળા ઉપર દરેક ગ્રામ-શાળાએ ભાર મૂકવો જોઈએ. ગમે તેવા સાદા અભ્યાસક્રમ હોય તે છતાં ધંધા કે હુન્નરના પાયા ઉપર અને કળાની મદદ સાથે રચાયેલી આવી શાળાઓનું પરિણામ એ આવશે કે એમાંથી સ્વમાન અને ચારિત્ર્યના પીઠબળવાળાં નરનારીઓ નીપજશે કે જેઓ રેશમી ટોચો ઉપર લેટી જવા માટે વિદેશી માલિકોની કદમબોસી નહિ કરતાં હોય પણ જે પોતાનાં શિર અણનમ રાખશે, સ્વતંત્ર બનશે અને રહેશે તથા પ્રજાના આમ વર્ગના રંક જીવનમાં ભેળાવા તૈયાર રહેશે. આપણે જનતાની નક્કર સંસ્કૃતિના વિશાળ પાયા ઉપર આવી આગળ પ્રગતિ કરવા માટે આપણાં પુરુષાર્થ નહિ દાખવીએ તો ખોખરા મકાન ઉપર માળ બાંધવા જેવા

આપણા પ્રયાસ વિફળ જવાના. જે પ્રજાના મૂળ એની પોતાની જમીનમાં ઊંડે જામ્યાં નથી તે પ્રજા જગતની મહાપ્રજાઓના હરોળમાં ઊભા રહેવાની આશા રાખી શકે નહિ. ઉછીતા પાછી આપણું ગામડાના નગર, આપણે સાહિત્ય, સંગીત અને કળાના જગતમાં આપણો ફાળો વધારવો જોઈએ.

અલબત્ત, ગાંધીજીએ સૂચવ્યા પ્રમાણે કૉલેજ શિક્ષણ તો સ્વાશ્રયી બનવું જોઈએ. જે ખેતીવાડીની પાઠશાળા પોતાને મળેલી જમીનમાંથી પોતાનું ખર્ચ ન કાઢી શકે તે પોતાની હસ્તીના હેતુને જ ખોટો પાડે છે. એ જ રીતે બીજી બધી ધંધાદારી અને વિશિષ્ટ પાઠશાળાઓએ પણ પોત-પોતાનો નિર્વાહ ચલાવી લેવો જોઈએ.

## ૧૧

### ઔદ્યોગિક કાર્યક્રમ

કોઈ પણ દેશમાં લોકોને ખોરાક અને બીજી પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડનાર સંસ્થા વિષે બેદરકાર રહે, નહિ ચાલે એટલે ખેતી એ સૌથી મોટો ઉદ્યોગ રહેવો જોઈએ ખેતીનો ધંધો સફળતાપૂર્વક ચલાવવા માટે વૈજ્ઞાનિક દૃષ્ટિએ ઝીણવટથી ઘણા લાંબા સમય સુધી કુદરતનો અભ્યાસ કરવો આવશ્યક છે, કેમકે આ ઉદ્યોગમાં માણસ વધારેમાં વધારે ઉત્પન્ન કરી શકાય એ રીતે કુદરતને તથા આસપાસના વાતાવરણને તાબે કરવા મથે છે. આ કામ વ્યક્તિગત ધોરણે થવું શક્ય નથી, કેમકે એમાં ઘણા વખત સુધી પ્રયોગો કરવા પડે. અમુક પાકની જાત સુધારવા માટે જમાનાઓ સુધી અનેક પ્રયોગો કરવા પડ્યા છે ને તેમાં સફળતા મળ્યા પછી જ તે પાકને વ્યપારી ધોરણે ઉત્પન્ન કરવામાં આવ્યા છે. આ જાતનું કામ તો રાજ્ય જ કરી શકે અને પ્રયોગો કર્યા પછી ખેડૂતોને તેમની જાણકારી તથા પ્રોત્સાહન આપવામાં ન આવે તોપણ તેમનો કશો ઉપયોગ થઈ ન શકે. માણસ જે પરિસ્થિતિમાં શ્રમ કરે છે તેનો વિચાર કર્યા સિવાય માત્ર ઓજારો સુધારવાથી કંઈ દહાડો વળશે નહિ

ખેતીથી બીજા નંબરનો ઉદ્યોગ કાપડ ઉત્પન્ન કરવાનો છે. આ ઉદ્યોગ ખેતીના સહાયક ઉદ્યોગ તરીકે ગણી શકે છે, કેમકે આપણે ત્યાં ખેડૂતોનો ખેતીમાં વર્ષમાં અર્ધાથી વધારે વખત ભાગ્યે જ જતો હોય. ખેડૂતોના એ બેકાર સમયનો કોઈ પણ ઉપયોગ કરવામાં આવે તોયે લોકોની આર્થિક સ્થિતિ [illegible]

પરિસ્થિતિ પ્રવર્તે છે, અને ઉત્પાદકનો આંતરરાષ્ટ્રીય બજારો પર કાબૂ નથી આવ્યો તથા તેમની આંટીઘૂંટીઓ તે સમજતો નથી થયો ત્યાં સુધી દેશની બહાર વ્યવહાર કરવો એ તેને માટે આત્મઘાતી પગલું કહેવાય. વળી જ્યાં ત્યાં સુધી કાચો માલ પાકતો હોય ત્યાં જ તેને બહાર મોકલતાં પહેલાં તૈયાર બનાવવો જોઈએ.

## ગ્રામોદ્યોગ સંઘનો કાર્યક્રમ

આ ઉદ્દેશની પૂર્તિ કરવા માટે અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘની સ્થાપના કરવામાં આવી છે. સંઘની કાર્યપ્રણાલીના ત્રણ વિભાગ પાડી શકાય:—

(૧) તે બગાડ થતો અટકાવવા અને ધૂળમાંથી ધાન પેદા કરવા મથે છે.

(૨) ઉદ્યોગનાં સાધનો તથા ધનસંપત્તિ ગામડાંમાં જ રહે એવી કોશિશ કરે છે.

(૩) કુદરતના સાધનો ઉપયોગ થઈ લોકોની સંપત્તિ વધે એવા ઉદ્યોગો દાખલ કરાવવા પ્રયાસ કરે છે.

પહેલા વિભાગના ઉદાહરણ તરીકે ખોરાકની પૌષ્ટિકતા, સામાન્ય સ્વચ્છતા અને આરોગ્યનો પ્રશ્ન ગણાવી શકાય. આપણી પરિસ્થિતિ જ એવી છે કે આપણા આર્થિક સંગઠનમાં મનુષ્યબળનું મહત્ત્વ ઘણું રહેવાનું અને તેનો જ ઉપયોગ કરવો પડવાનો. માણસને જો બેકાર ને અર્ધભૂખ્યો રાખવામાં આવ્યો તથા તેને અનેક રોગોનો ભોગ થવા દેવામાં આવ્યો તો ઉત્પાદન એટલે અંશે બગડવાનું. એટલા જ માટે સમતોલ આહારની આવશ્યકતા છે. આજે તો ગામડાંના લોકોને પેટપૂરતું અનાજ પણ મળતું નથી. શરીરને આવશ્યક એવાં શાકભાજી કે બીજાં તત્ત્વો તો તેઓ ખાવા પામતા જ નથી. એટલે આજે તેઓ જે ધાનની ધૂળ કરીને ખાય છે એ તેમને માટે ભારે બગાડ કહેવાય. આજે તેઓ મિલમાં છાંગર ખંડાવીને ખાય છે તેમાં માત્ર તેમને સ્ટાર્ચનો ભાગ જ મળે છે. અને ચોખામાં રહેલાં ક્ષાર, તેલ વગેરે દ્રવ્યો તો નાશ જ પામે છે. સંઘના કાર્યક્રમની વિગતોમાં ઊતરવું અહીં શક્ય નથી, અહીં તો પ્રશ્નનો ઉકેલ કઈ દૃષ્ટિએ લાવવા મથવામાં આવે છે તેનો નિર્દેશમાત્ર કર્યો છે.

બીજા વિભાગના ઉદાહરણ તરીકે મનુષ્યમળ તથા કચરાનો ખાતર તરીકે ઉપયોગ કરાવવો તથા મરેલાં ઢોરના શરીરના દરેક ભાગનો ઉપયોગ કરવો એ ગણાવી શકાય.

ત્રીજા વિભાગમાં મધમાખઉછેર, કાગળ બનાવવા, લાખ એકઠી રવી વગેરે મદદગાર ધધાઓ દાખલ કરાવવાનો પ્રયત્ન ગણાવી શકાય.

## શું ઉત્પન્ન કરવું

આપણો મુખ્ય ઉદ્દેશ ઉત્પાદનનો પાયો જેટલો વિશાળ કરી શકાય તેટલો કરવાનો તથા લોકોની પોતાની જરૂરિયાતો પૂરી પાડવા ઉત્પન્ન કરવાનો હોવો જોઈએ, નહિ કે તવંગર લોકોને જોઈતી મોજશોખની ચીજો ઉત્પન્ન કરવાનો. જ્યા સુધી આપણે લોકોની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવા ઉત્પાદન કરીશુ ત્યા સુધી તેમને વેચવાની મુશ્કેલીઓ ઊભી થશે નહિ. પણ જ્યારે શ્રીમંતોને માટે મોજશોખની વસ્તુઓ ઉત્પન્ન કરવામાં આવે ત્યારે તેમાં નફો વધારે મળતો હોય તોપણ તે નફો ઉત્પાદકને ન મળતાં વચ્ચેના દલાલને મળે છે. વળી એવી વસ્તુઓ માત્ર શ્રીમતો જ ખરીદી શકે એમ હોવાથી તેમાં થોડા જ માણસોને કામ મળી શકે છે.

આપણો ઉદ્દેશ ધનને એક જગ્યાએ એકઠું કરવાનો નહિ પણ વધારેમાં વધારે માણસોમાં વહેચવાનો હોવો જોઈએ. કોક સામાન વેચવામાં થોડી મદદની જરૂર હોય છે ત્યા સઘ પ્રમાણિત દુકાનો ખોલાવીને ઉત્પાદક અને ઉપભોક્તાનો સંબંધ બાંધી આપે છે, પણ વેચવામાં મદદની જરૂર પડે એવી વસ્તુઓ ઉત્પન્ન કરવા ઉપર સંઘ વધારે ભાર મૂકતો નથી.

સંઘ હંમેશાં જનતાની ગરીબીને ખ્યાલમાં રાખે છે ને તેથી જેમાં થોડી પૂંજી, થોડી આવડત, થોડાં સાધનોની જરૂર પડતી હોય તથા જે માલ તરત વેચાઈ જતો હોય તેવા જ ઉદ્યોગોની લોકોને ભલામણ કરે છે. કાચો માલ સ્થાનિક પેદા થવો જોઈએ અથવા બહારથી આવતો હોય તો તેની કિંમત તૈયાર માલની કિંમતના પ્રમાણમા બહુ નજીવી પડવી જોઈએ. દાખલા તરીકે પિત્તળનાં પતરાં પરદેશથી લાવીને તેને ઘડીને વાસણ બનાવવામાં આવે અને વાસણની કિંમત રૂ. ૪ ઊપજતી હોય જેમાંથી રૂ. ૩ તો પતરાની જ કિંમત પડતી હોય તો તેમાં કિંમતનો પોણો ભાગ પરદેશ ચાલ્યો ગયો. એનો ઉપાય એ છે કે આપણે એવાં વાસણના અવેજમાં બીજાં વાસણ ખોળવાં જોઈએ, પણ ગમે તેમ કરીને પૈસો બહાર જતો અટકાવવો જોઈએ. ગામડાને જોઈતી ચીજો જ મુખ્યત્વે પેદા કરવી જોઈએ અને આંતરરાષ્ટ્રીય બજારોને છોડવાં જોઈએ. એટલે

કે દૂરનાં બજારોમાં વેચવાની દૃષ્ટિએ માલ તૈયાર ન કરતાં ગ્રામવાસીઓને
વધારે સારો ખોરાક, વધારે કપડાં ને આશ્રય મળે એવા જ પ્રયત્નો કરવા
જોઈએ કેટલાક મિશનરીઓ મરઘાં ઉછેરવાનો ધંધો અહીં દાખલ
કરાવવા મથે છે, પણ એમની કાર્યપદ્ધતિ અનુકૂળ આવે એવી નથી.
તેઓ લેગહોર્ન્સ, મિનોરકા, રોડેરેડ અને તેમની મિશ્ર જાતિઓ જેવાં
વિદેશી પક્ષીઓ દાખલ કરે છે. તેમનાં ઇંડાં કદમાં મોટાં હોય છે અને
એ પક્ષીઓ સુંદર હોય છે પણ ગામડિયો એવાં ઈંડાં પોતે ખાઈ શકતો
નથી ને શહેરોમાં વેચી દે છે. એ પક્ષીઓ ઘણાં મોઘાં મળે છે, તેમની
માવજત ખૂબ કરવી પડે છે ને વળી દેશી મરઘાં કરતાં રોગનાં ભોગ
જલદી થઈ પડે છે. એકાદ મરકી ફેલાઈ તો બધાં જ પક્ષીઓ ખલાસ
થઈ જાય છે. એટલે એ ધંધો કરવામાં મટો રહેલો છે ને તેથી આપણા
ગ્રામવાસીઓની પહોંચ બહારનો ગણાય. આપણે તો આપણાં દેશી
મરઘાંનાં ઇંડાંમાં સુધારો કરવો જોઈએ તથા ગ્રામવાસીઓ પોતે જ ઇંડાં
ખાય ને વધારાનાં જ વેચે તો મ તોષ માનવો જોઈએ. તેમ ન કરતાં
દૂરનાં બજારોને પૂરા પાડવાની દૃષ્ટિએ ઇંડાં પેદા કરવામાં તેઓ દલાલોની
દયા ઉપર જીવતા થઈ જાય છે.

પરદેશી વસ્તુઓ ખરીદતી વખતે આપણે ભૂલી જઈએ છીએ કે
તેમ કરવામાં આપણે આપણાં બાળકોના હાથમાંથી રોટલો ઝૂંટવી લઇ
બીજાઓને આપી દઈએ છીએ ને એ રીતે આપણા ભાઈઓને બેકાર
કે અર્ધ બેકાર બનાવીએ છીએ એટલે એમ કરવામાં ખરી રીતે આપણે
પરદેશના માણસોને નોકર તરીકે રાખીએ છીએ. આપણી ગરીબી જોતાં
એમ કરવું આપણને પાલવે તેમ નથી. ઉત્પાદન કર્યા વિના ફક્ત ઉપભોગ
કર્યા કરવો આપણને કેમ પાલવશે? આપણે એ જોવું પડશે કે આપણે
ત્યાં થતો કાચો માલ તૈયાર થયા સિવાય બજારમાં જાય જ નહિ.

આજે તો આપણા બધા ઉદ્યોગો મોજશોખની વસ્તુઓ ઉત્પન્ન
કરતા જ થઈ ગયા છે. દરેક ઘરમાં વપરાતી ચીજો જેમાં ઉત્પન્ન કર-
વામાં આવતી હોય તેવા દરેક ઉદ્યોગમાં ઘણાં માણસોને રોજી મળી શકે,
તથા એ વસ્તુઓની કિંમત પણ ઓછી હોઈ શકે. પણ તેમ ન કરતાં
મોજશોખની વસ્તુઓ ઉત્પન્ન કરવામાં મૂળ વસ્તુઓની નકલો જ થાય છે
અને જો કે કિંમત વધારે ઊપજે છે, છતાં દરેક ઘરમાં તેની વપરાશ રહેતી નથી
તેથી રોજી થોડા માણસોને આપી શકાય છે. અને ફાયદો વચ્ચે દલાલોને

મળે છે. એટલે જ આવી મોજશોખની વસ્તુઓ ઉત્પન્ન કરવામાં રાષ્ટ્રહિત સચવાતું નથી.

"ગ્રામોદ્યોગ સંઘનો કાર્યક્રમ એ રીતે યોજાયો છે કે તેમાં પુરુષની સાથે સાથે સ્ત્રીઓ પણ સામાજિક પાયો રચવામાં પોતાનો" ફાળો આપી શકે છે. ખરી રીતે તો આખો કાર્યક્રમ જ સ્ત્રીઓના ક્ષેત્રનો છે જેવી કે સ્વચ્છતા, આરોગ્ય, ખોરાક કપડાં અને ઘરની બીજી વસ્તુઓ. સ્ત્રીઓ જો નિશ્ચય કરે કે તેઓ લંડના ધોરણ પર ઉત્પન્ન થયેલી વસ્તુઓ ન લેતાં ગૃહ ઉદ્યોગના સ્વરૂપમાં ઉત્પન્ન થયેલી વસ્તુઓ જ ખરીદશે તો આપણાં ગામડાંને પુનર્જીવિત કરવામાં અને રાષ્ટ્રને સધ્ધર આર્થિક સ્થિતિમાં મૂકવામાં ભારે મદદ મળે.

આ ઉપરાંત સંઘ ઉદ્યોગની આપણી જૂની પદ્ધતિઓમાં સુધારો કરવા માટે લોકોને નવી શોધખોળોની જાણકારી અને મદદ પણ આપવા પ્રયત્ન કરે છે.

જો આવો પ્રયત્નો દ્વારા આપણે જનતાને લૂંટારાઓના પંજામાંથી બચાવી શકીએ, તેમને બેકાર સમયનો ઉપયોગ કરવા માટે કંઈક મદદગાર ધંધો આપી શકીએ, રોજની જરૂરિયાતો જ ઉત્પન્ન કરવા તેમને સમજાવી શકીએ, બીજાને નુકસાન પહોંચાડયા વિના ઉત્પન્નવધારમાં તેમને મદદ કરી શકીએ અને સ્થાનિક કાચા માલને ઉત્તમ રીતે તૈયાર કરવાનું શીખવી શકીએ તો રાષ્ટ્ર જરૂર નિરાશાની ખાઈમાંથી નીકળી આશાના ખડક પર ઊભો થશે ને ત્યાંથી પ્રગતિને પંથે પળી સમૃદ્ધ બનશે.

## ૧૨

### કારખાનાં કે ગૃહઉદ્યોગ ?

આ પ્રકરણમાં પુનરુક્તિદોષ વહોરીને પણ માલ ઉત્પન્ન કરવાનાં આર્થિક સંગઠનનાં બે સ્વરૂપો વિષેની બધી દલીલો એકઠી કરવામાં આવી છે.

ઓજાર પાસે પૂરતું કામ લેવું હોય તો જે કામ માટે તેને બનાવ્યુ હોય તેમાં જ તેનો ઉપયોગ કરવો જોઈએ. ઘડિયાળ વડે ઠોકીને ખીલાને આપણે ભીંતમાં ચોડી શકીએ નહિ અથવા ચપ્પુ વડે ખેતર ખેડી શકીએ નહિ. ખીલા ઠોકવા હથોડી અને ખેતર ખેડવા હળ જ વાપરવાં જોઈએ. યંત્રની દુનિયામાં આ પરિસ્થિતિ હોય તો પછી સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં યોગ્ય પદ્ધતિઓનો ઉપયોગ કેટલો મહત્ત્વનો હોવો જોઈએ એ

સહેજે સમજાય એવી વસ્તુ છે છતા આવી પદ્ધતિઓની ભલામણ કરનારા ઓમાથી કેટલા આ વસ્તુ વિષે વિચાર કરે છે ? ઉત્પાદનનુ કેન્દ્રીકરણ કે અકેન્દ્રીકરણ એ તો માત્ર સામાજિક અને આર્થિક પ્રવૃત્તિઓના સ્વરૂપો જ છે. તેથી આપણો કાર્યક્રમ નિશ્ચિત કરતા પહેલા એ બન્ને સ્વરૂપોના ગુણદોષ બરાબર જાણી લેવા જોઈએ.

## આર્થિક સંગઠનનો આદર્શ

આર્થિક સગઠનનો સર્વમાન્ય આદર્શ નીચે પ્રમાણે રહે છે,

૧ એ સંગઠનથી વધારેમા વધારે સપત્તિ ઉત્પન્ન થવી જોઈએ.
૨. એનાથી સપત્તિની વહેચણી વધારેમાં વધારે લોકોમા અને સમાન થવી જોઈએ
૩. મોજશોખની વસ્તુઓ પેદા કરતા પહેલા જરૂરિયાતો ઉત્પન્ન થવી જોઈએ.
૪. એથી કામ કરનારની બધી શક્તિઓ ખીલવી જોઈએ તથા તેના વ્યક્તિત્વનો વિકાસ થવો જોઈએ
૫ એથી સમાજમાં સુખશાંતિ ફેલાવાં જોઈએ

## કેન્દ્રીકરણ ઊભુ કરનાર સંજોગો

કેન્દ્રીકરણ મુખ્ય પાંચ કારણોને લઈને ઊભુ થવા પામે છે.

૧. જ્યાં જ્યાં થોડા માણસોના હાથમાં ધનનો ઢગલો એકઠો થાય છે ત્યાં ત્યાં તેઓ પોતાની દેખરેખ નીચે મૂડીનું રોકાણ કરવાની દૃષ્ટિએ કેન્દ્રિત ઉત્પાદનની પદ્ધતિ પસદ કરે છે. આનો સરસ દાખલો આપણને ગ્રેટબ્રિટનમા મળે છે. અઢારમા સૈકામા હિંદુસ્તાનમાથી અઢળક ધન મળતાં જ ઇંગ્લન્ડે આ પદ્ધતિ દાખલ કરી દીધી.

૨. જ્યાં કામ ખૂબ હોય અને મજૂરો ઓછા હોય ત્યાં ત્યા માણસોને બદલે યત્રો ઊભાં કરવાં પડે છે. આનો દાખલો યુનાઈટેડ સ્ટેટ્સમાં ઊભો થયેલો ઉદ્યોગવાદ છે. ત્યાંના વિશાળ મેદાનો, ઘાડાં જંગલો અને મોટી મોટી નદીઓની સામે માણસનુ કઈ ચાલ્યુ નહિ. તેને પહોંચી વળવા માટ ત્યાં માણસો બહુ થોડા હતાં ને તેથી કુદરતી શક્તિઓ પર કાબૂ મેળવવાની જરૂર પડી.

૩. જ્યાં એકધારો માલ મોટા જથામાં ઉત્પન્ન કરવાની જરૂર પડે ત્યાં કેન્દ્રિત પદ્ધતિએ ઉત્પાદન કરવું પડે છે. એ બે કારણે બને. (૧) માલની જાત જ એવી હોય કે તે એકધારો બનાવવો પડે જેમ કે મોટરકાર, રેલવેનો સામાન ,ઇ. અને (૨) ઘણા માણસોને એકસરખો માલ જોઈતો હોય જેમકે, લશ્કરી સામાન. આ જાતનાં ઉદાહરણો ઇટાલી, જર્મની અને જપાન જેવાં લડાયક રાષ્ટ્રો છે.

૪. જ્યાં મજૂરો ઘણા વધારે હોય અને તેમની પાસેથી એક નિશ્ચિત યોજના પ્રમાણે કામ કરાવવું હોય ત્યા કેન્દ્રિત ઉત્પાદનની પદ્ધતિ સ્વીકારવામાં આવે છે. દાખલા તરીકે રશિયામા, જ્યાં જલદી જલદી માલ ઉત્પન્ન કરવા માટે મજૂરો પાસે તાલીમબદ્ધ કામ કરાવવામાં આવે છે.

૫. કાચો માલ તૈયાર માલ, અને બજારો એકબીજાથી બહુ દૂર દૂર હોય ત્યા પણ કેન્દ્રીકરણ જરૂરનું છે. એ દૂર દૂરનાં સ્થાનો પર કાબૂ આવે તો જ યંત્રો પાસેથી પૂરતું કામ લઈ શકાય. આના દાખલા જપાન, ઇંગ્લન્ડ, જર્મની છે.

### કેન્દ્રીકરણનાં અનિષ્ટ

કેન્દ્રીકરણનાં આપણે પાંચ કારણો ગણાવ્યા પણ એ કારણો દરેક ઠેકાણે અલગ અલગ નથી હોતાં. કેટલાક દેશોમાં એક કરતાં વધારે કારણોને લઈને કેન્દ્રીકરણ ઊભું થવા માંડ્યુ હોય છે. ઉપર ગણાવી તેવી પરિસ્થિતિનો ઉકેલ કેન્દ્રીકરણની પદ્ધતિથી આવે છે ખરો પણ તેથી તે પદ્ધતિનાં અનિષ્ટો દૂર થાય છે એમ નથી. એ પાંચે કારણોને અનુસરતાં એ પદ્ધતિમાં પાંચ અનિષ્ટો પણ રહેલાં છે.

(૧) ધનસંગ્રહને લઈને ઊભું થયેલુ કેન્દ્રીકરણ ધનને એકહથ્થુ બનાવે છે અને તેમાંથી વર્ગવિગ્રહ ઊભો થાય છે.

(૨) મજૂરોની અછતને લઈને ઊભા કરવામાં આવેલા કેન્દ્રીકરણમાં મજૂરોની-સંખ્યા જ ઓછી હોવાથી ઉત્પાદનની ક્રિયામાં ધનની વહેંચણી બહુ થોડી થાય છે. તેને પરિણામે લોકોની માલ ખરીદવાની શક્તિ ઘટી જાય છે ને એ રીતે ગ્રાહકો ઓછાં થતાં આજની જેમ માલનો અતિરેક થવા પામે છે.

(૩) એકધારો સામાન ઉત્પન્ન કરવાની જરૂરિયાતને લઈને ઊભા કરવામાં આવેલા કેન્દ્રીકરણમાં નૈતગની માફક ઉત્પાદન કર્યાં કરવામા

આવતું હોવાથી પ્રગતિ અટકી જાય છે. જથાબંધ લશ્કરી સામાન મેળવવાની સગવડ કરી આપીને એ પદ્ધતિ યુદ્ધને ઉત્તેજન આપે છે.

(૪) મજૂરો પાસે કાયદેસર કામ કરાવવામાં સત્તા વધારે એકહથ્થુ બને છે અને એકહથ્થુ સત્તા ધનસંચય કરતાં વધારે ખરાબ વસ્તુ છે, કેમકે તેમાં મજૂરોની સંખ્યા જેમ વધે તેમ સત્તાનું ક્ષેત્ર વધે છે.

(૫) કાચો માલ મેળવવો, માલ તૈયાર કરવો અને તેને માટે બજારો ખોળવાં એ ત્રણેનો મેળ મેળવવા જતાં સામ્રાજ્યવાદ અને યુદ્ધ ઊભાં થાય છે.

**અકેન્દ્રીકરણ**

હવે આપણે અકેન્દ્રીકરણ વિષે વિચાર કરીશું અને કયા સંજોગોમાં એ પદ્ધતિનો સફળતાપૂર્વક અમલ કરી શકાય તે તપાસીશું. આ સવાલ પણ આપણે એ જ પાંચ મુદ્દાઓની દૃષ્ટિએ ચર્ચીશું.

(૧) મૂડીની અછત હોય ત્યાં કેન્દ્રીકરણ શક્ય પણ નથી તેમ આવશ્યક પણ નથી. ત્યાં તો માત્ર અકેન્દ્રીકરણ જ શક્ય છે. મર્યાદિત જવાબદારીને ધોરણે ચાલતી મંડળીઓ દ્વારા પૂંજી એકઠી કરવાનો પ્રયત્ન કરીને આ મુસ્કેલી દૂર કરવા કેટલેક ઠેકાણે પ્રયાસો થાય છે પણ તેથી ધનની વહેંચણીના પ્રશ્નનો ઉકેલ આવતો નથી. અને એથી તો વળી બીજી મુશ્કેલીઓ ઊભી થાય છે.

(૨) જ્યાં માણસોની સંખ્યા વધારે હોય એટલે કે બેકારી કે અર્ધ બેકારી પ્રવર્તતી હોય ત્યાં કેન્દ્રીકરણની પદ્ધતિએ ઉત્પાદન કરવાથી બેકારીનો રોગ ઊલટો વધવાનો.

(૩) વૈવિધ્ય એ તો અકેન્દ્રિત પદ્ધતિનો આત્મા છે. હાથકારીગરીની જરૂર હોય ત્યાં અને ખાસ કરીને જ્યાં કારીગરમાં વ્યક્તિત્વ પ્રગટ કરવાનું હોય ત્યાં યંત્ર કામ આપી શકે જ નહિ.

(૪) પ્રજાસત્તાક તંત્રનો તો અકેન્દ્રીકરણ એ આવશ્યક પાયો છે. કેમકે કેન્દ્રીકરણથી જનતાની સૂઝબુદ્ધિ મરી જાય છે અને મધ્યસ્થ તંત્રને ઝટઝટ તાબે થઈ જાય છે. કેન્દ્રીકરણ એ પ્રજાસત્તાક તંત્રની ઘોર છે.

(૫) કાચો માલ અને બજારો પાસે પાસે હોય ત્યાં અકેન્દ્રિત પદ્ધતિ સરલ રીતે ચાલી શકે.

ફાયદા :

(૧) અકેન્દ્રીકરણથી ધનની વિષમ વહેંચણી થતી અટકે છે અને લોકો સહિષ્ણુ બને છે.

(૨) ઉત્પાદનની ક્રિયામાં જ ધનની વહેંચણી થઈ જાય છે, કેમકે વસ્તુની કિંમતનો મોટો ભાગ તો મજૂરી માટે વહેંચવામાં જાય છે. એથી બધા લોકોની ખરીદશક્તિ વધે છે અને વસ્તુઓની માગ પણ વધે છે. વળી માંગ પ્રમાણે જ વસ્તુઓ ઉત્પન્ન થતી હોવાથી આવશ્યક વસ્તુઓ જ ઉત્પન્ન થાય છે.

(૩) દરેક ઉત્પાદક પોતાની વસ્તુઓનો વેપાર પોતે જ કરતો હોવાથી પોતાની સૂઝબુદ્ધિ ખીલવવાનો તેને ઘણો અવકાશ મળે છે. અને વેપારની જવાબદારી માથે આવવાથી વેપારીની રીતભાત અને ટેવો તેનામાં આવશે. આ રીતે દરેક માણસનો વિકાસ થવાથી આખા રાષ્ટ્રની સામાન્ય અક્કલ વધે છે.

(૪) માલ ઉત્પન્ન થાય ત્યાં જ વેચાતો હોવાથી ગ્રાહકો મેળવવાની મુશ્કેલી ઊભી થતી નથી કે તે વેચવા માટે કૃત્રિમ ઉપાયો દ્વારા નવા બજારો ઊભાં કરવા પડતાં નથી.

(૫) ધન કે સત્તા એકહથ્થુ ન થાય તો આખા જગતની શાંતિનો ભંગ થવાનો સંભવ નથી.

ઉપરના વર્ગીકરણ પરથી આપણી પરિસ્થિતિને કઈ પદ્ધતિ અનુકૂળ આવે એમ છે એ વિષે શંકા ન રહેવી જોઈએ. અલબત્ત કેટલાક મુખ્ય ઉદ્યોગો અને જાહેરકાર્યોમાં તો કેન્દ્રીકરણ સ્વીકાર્યે જ છૂટકો છે, જો કે એવા ઉદ્યોગો પણ સહકારને ધોરણે અથવા સામાજિક ધોરણે ચલાવી શકાય.

એક વાત સ્પષ્ટ રીતે યાદ રહેવી જોઈએ કે અકેન્દ્રીકરણની ભલામણ કરવામાં યંત્રને છેક બાતલ કરવામાં નથી આવ્યું. માણસના હાથમાં સાધન થઈને વપરાય એવાં યંત્રો આપણે જોઈએ છે! તેમાં હાલનાં આપણા ઓજારોમાં સુધારાવધારો પણ કરવો પડશે. એક માણસની મહેનતનો ફાયદો બીજો માણસ ઉઠાવી શકે એવી રીતે યંત્રનો ઉપયોગ કરવામાં આવે ત્યારે જ તેનો વિરોધ કરવાનો હોય છે

એવા સંજોગોમાં યંત્ર માણસ પર પ્રભુત્વ મેળવે છે આપણા દેશની પરિસ્થિતિમાં તો સૂઝબુદ્ધિનો અભાવ, જવાબદારીના ભાનનો અભાવ,

વ્યવહારમાં અણઆવડત, ભૂખમરો, બેકારી, કે અર્ધ બેકારી જેવાં આપણાં દુઃખો દૂર કરવાનો એક માત્ર ઉપાય અકેન્દ્રીકરણ છે.

જનતાની કેળવણીની દૃષ્ટિએ પણ અકેન્દ્રિત પદ્ધતિએ થતા ઉત્પાદનનું મહત્ત્વ ઘણું છે એ વસ્તુ કોઈ પણ પ્રગતિપ્રિય રાષ્ટ્રને ભગવી પાલવી શકે નહિ. કેન્દ્રિત પદ્ધતિમાં કામ કરનારને કેળવણી આપવાની શક્તિ રહેલી નથી. ઊલટું, એના પર બોજો એટલો બધો પડે છે કે તે સામગ્રીની દૃષ્ટિએ ભલે સુખી થતો હોય પણ તેનું જીવન તો બરબાદ જ થાય છે. એટલે જ આપણે આંધળિયાં મારીને મૂળ વસ્તુને છોડી તેના પડછાયાને પકડવા દોડવા જવું જોઈએ નહિ.

## ૧૩

## આંતરરાષ્ટ્રીય શાંતિ

છઠ્ઠા પ્રકરણમાં આપણે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે થતા કલહોનાં કારણો તપાસ્યાં છે. આપણે જોયું કે એ કલહોનાં મૂળ ઉત્પાદનની પદ્ધતિમાં અને માંગ સિવાય માલ ઉત્પન્ન કરવામાં રહેલાં છે. એ પછીનાં પ્રકરણોમાં આપણે જનતામાં આર્થિક પ્રવૃત્તિઓની વહેંચણી કરનાર ઉત્પાદનની પદ્ધતિઓની ચર્ચા કરી. જ્યાં એ જાતનું અકેન્દ્રિત ઉત્પાદન થતું હોય ત્યાં નાના નાના ઉત્પાદકો ભેગા થઈ જગતની શાંતિનો ભંગ કરી શકે નહિ. એમાં કાચો માલ જ્યાં પાકતો હોય ત્યાં જ તૈયાર કરવામાં આવે છે તથા સ્થાનિક લોકોમાં જ વેચવામાં આવે છે. આંતરરાષ્ટ્રીય વ્યાપાર હોય તો તે બહુ નાના પ્રમાણમાં, અને તેનાથી કાચા માલ પર કાબૂ મેળવવાની જરૂર ઊભી થતી નથી. વળી ઉત્પાદન નાના પાયા પર અને છૂટુંછવાયું થતું હોવાથી તે વેચવા માટે 'પછાત રાષ્ટ્રોને સુધારવાની' ગરજ પણ નહિ પડે. જરૂરિયાત પ્રમાણે જ માલ ઉત્પન્ન કરવામાં આવતો હોવાથી એનો ભેગ મેળવવા માટે હિમાની જરૂર નહિ રહે. દરેક માણસને પોતાની મહેનતનો પૂરો

વ્યક્તિત્વ પ્રગટ કરવાની આંતરિક પ્રેરણા સફળ થતી જોશે અને તેની પાસે વધારે કામ કરાવવા માટે બળજબરી વાપરવી પડશે નહિ. તેમજ કાચા માલ કે બજારો ઉપર હિંસા દ્વારા કાબૂ મેળવવાની પણ જરૂર પડશે નહિ. મનુષ્યપણાની કિંમત સમજીને ઉત્પાદન યોગ્ય દિશામાં થતું હશે એવી પરિસ્થિતિમાં આંતરરાષ્ટ્રીય હરીફાઈ અને ઈર્ષ્યાનાં મૂળ કારણો જ નબળાં પડી જશે ને તેટલે અંશે યુદ્ધ ફાટી નીકળવાના સંજોગો પર પણ કાબૂ મુકાશે ને તેમ થતાં માનવસંતત પ્રગતિમાન થશે અને રાષ્ટ્રો સુલેહ શાંતિથી ભરેલાં અને સમૃદ્ધ બનશે

—